# ગોળીબારની મુસાફરી

## ભાગ ૧ લો

: પ્રયોજક :

સૌ. હંસા મહેતા, બી. એ.




: પ્રકાશક :

બાલજીવન કાર્યાલય,

બાજવાડા, ઘોળીકુઈ, વડોદરા

કીંમત સાત આના

# બે બોલ

ગોળીબારની મુસાફરી એ તો ડીન સ્વીફ્ટની જગપ્રસિદ્ધ કથા 'ગુલીવર્સ ટ્રાવેલ્સ' નો અનુવાદ છે, એટલે એવી વસ્તુ વિષે તો કંઈ કહેવાનું રહેતું નથી. આપણાં બાળકો સમજી શકે એ ધોરણે પુસ્તકમાં અનેક ફેરફારો કર્યા છે. મૂળ પુસ્તકના ચાર વિભાગ છે. તેમાંથી પહેલા બે જ બાળકોને મજા પડે તેવા છે એવું મારૂં માનવું છે. એ કારણથી બાળકો માટે એ બે ભાગનો જ અનુવાદ કરવાનું મેં ઉચિત ધાર્યું છે. મુસાફરી એટલે સાહસ અને કંઈ અદ્ભૂતતા. એટલે બાળકોને એવી વાર્તાઓ ગમે જ. આશા છે કે આ પુસ્તકને બાળકો તરફથી સારો આવકાર મળશે, અને મારી મહેનત સાર્થક થશે.

તા. ૨૯–૭–૩૧ હંસા મહેતા

# બે બોલ–પ્રકાશકના

'ગોળીબારની મુસાફરી'નો આ વાર્તા પહેલો ભાગ છે. બીજો ભાગ હવે પછી 'બાલજીવન' માસિક માટે સૌ. હંસાબહેન લખે છે અને તે નવેંબર ૧૯૩૧થી માસિકમાં છાપવી શરૂ કરવાની છે. બનતા લગી એ વાર્તા ઑક્ટોબર ૧૯૩૨ સુધીમાં પૂરી થવા સંભવ છે, એટલે આ વાર્તાનો બીજો ભાગ નવેંબર ૧૯૩૨ પછી તરતમાં બહાર પડશે એમ અંદાજ છે.

'બાલજીવન'ની કારકીર્દીમાં સૌ. હંસાબહેનનો ફાળો નાનોસુનો નથી. 'બાવલાનાં પરાક્રમો'ની ગુજરાતી બાલસાહિત્યમાં (હાલ સુધી તો) અજોડ સળંગ લાંબી વાર્તા એમણે મારી વિનંતિ ઉપરથી પહેલવહેલી 'બાલજીવન' માટે લખી આપી. એ વાર્તા 'બાલજીવન'માં પ્રકટ થતી હતી તે વેળા તે હજારો બાળકોના અદ્દ્ભૂત આકર્ષણરૂપ થઇ પડી હતી. એ પછી સા. હંસાબહેને આ વાર્તાનો પહેલો ભાગ 'બાલજીવન' માટે લખી આપ્યો, ને તે પણ બાલપ્રજાને બહુ પ્રિય થઇ પડ્યો હતો. બીજો ભાગ હાલ સૌ. હંસાબહેન લખી રહ્યાં છે.

એમની રોકાણો અને બીજી અનેક પ્રવૃત્તિઓની વચ્ચેથી તેઓ આટલું બધું લખવાને મહેનત ઉઠાવી વખત ફાજલ પાડે છે એ એમનો બાલપ્રજા પ્રત્યેનો પ્રેમ સ્પષ્ટ રીતે સાબીત કરે છે. 'બાલજીવન'ને એમના બાળકો પ્રત્યેના આ વાત્સલ્યનો લાભ આવી સારી રીતે મળ્યો છે એ એનું ઓછું સદ્દભાગ્ય નથી. તે માટે એમનો આભાર—

પણ ના. એવા લુખા આભાર પ્રદર્શનની કશી જરૂર નથી. હંસાબહેનને એ પસંદ પણ નથી. 'પ્રભુના પેગંબરો'ને રીઝવવામાં જ તેઓ પોતાની મહેનતનો બદલો વળી ગયેલો જુએ છે ત્યાં એમનો આભાર હું માનું તો પણ શું ને ન માનું તો પણ શું?

તા. ૯–૮–૧૯૩૧ **રમણલાલ ના. શાહ**

# અનુક્રમણિકા



---

# ચિત્રોની અનુક્રમણિકા.



શહેનશાહના ખાસ ઘોડારમાંના પદમો ઘોડાઓ જોડી મને…લઈ ગયા.—પાન ૧૫

## પ્રકરણ ૧ લું

## મારૂં ઓળખાણ

તાપી નદીના સુંદર તટપર આવેલું સુરત બંદર ઇસ્વી સનની ૧૭મી સદીની આખરે જાહોજલાલીની ટોચ પર હતું. મોગલ શહેનશાહતના અનેક મુખ્ય શહેરોમાંનુ સુરત મહત્વનું નગર હતું. સારા હિંદુસ્થાનનું એ ભવ્ય બજાર હતું. ત્યાં દેશદેશાવરનાં વહાણો વેપાર અર્થે આવતાં. દુનિયામાં બનતી સર્વ ચીજોની ત્યાં આપ લે થતી. હિંદનું દરેક જાતનું સુતરાઉ કાપડ; યુરોપ તથા ચીનમાં બનેલી સર્વ ચીજો; હીરા, મોતી, માણેક તેમ જ બીજા કીમતી પત્થરો; કસ્તુરી, અંબર, અબરખ, ધૂપ, પારો, લાખ, ગળી, રાતો રંગ, અને પૂર્વની તેમ જ હિંદની ઔષધિઓ; વગેરે અનેક ચીજો સુરતના બજારમાં મળતી.

આ લક્ષ્મીમહોર્યા શહેરમાં મારો જન્મ વિક્રમ સંવત ૧૭૩૧–ઈ. સ. ૧૬૭૫માં થયો હતો. અમે ખરેખર તો ગોપીપરાવાસી, પણ મારા પિતાને બંદરના જકાત ખાતામાં નોકરી, એટલે અમે નદી કિનારે કિલ્લાની નજીકમાં જ રહેતા. આથી નાનપણથી જ હું તાપીમાતાનો ભક્ત બન્યો. મારા ધામા જ રાજા ઓવારે. ખારવાઓના છોક-

રાઓ સાથે રહી હું તરવામાં પણ એક્કો બન્યો, એટલે ગરમીની મોસમમાં તો અમે પાણીમાં જ પડી રહેતા. અસંખ્ય વહાણો રાજ ઓવારે આવતાં, માલ લાવતાં અને લઈ જતાં. એ વહાણો ગણવાની ને જોવાની બહુ જ મજા પડતી.

જાતજાતના લોકો, એમનો ચિત્રવિચિત્ર પહેરવેશ, એમની ભાષા, વગેરે જોવા સાંભળવાની બહુ જ ગમ્મત પડતી. આગળ જતાં તો હું કેટલીએ પરદેશી ભાષા સાંભળી શીખ્યો હતો. વહાણ બાંધનારાઓનાં મોટાં મોટાં કારખાનાંઓ બંદર પર હતાં. એની મુલાકાત પણ અમારી બાળટોળી લઇ આવતી. નવું વહાણ તૈયાર થયે પાણીમાં પધરાવતા તે જોવા પણ અમે હાજર જ ! ઘણી વાર મછવામાં બેસી અમે સુંવાળી ગામ લગી પણ જઈ આવતા. ત્યાં તો કેટલાંએ મોટાં મોટાં વહાણો નાંગરેલાં જોતા. આવા મોજીલા વાતાવરણમાં ઉછરી મારો સ્વભાવ પણ એવો જ મોજીલો બન્યો હતો. વહાણના નાખુદાઓ ને ટંડેલો તથા ખલાસીઓનાં પરાક્રમો સાભળી સાંભળી મને પણ દરિયાઇ સફર પર જવાનું બહુ મન થતું. અને ભવિષ્યમાં વહાણવટી જ બનવું એવો મેં સંકલ્પ કર્યો હતો.

ગોળીબાર એ મારૂં ખરૂં નામ નહોતું. હું જન્મ્યો એ અરસામાં મરાઠાઓએ ઉપરાછાપરી સુરત પર હરોડા પાડેલા, અને શહેરને લુંટેલું. આથી ઘણા શહેરીઓ બંદુક વગેરે રાખતા. મારા પિતા પણ બંદુક રાખતા. મારી માતાને સુવાવડનો પ્રસંગ હતો એટલે અમે ગોપીપરાના ઘરમાં રહેતાં. મારા પિતા પણ રાત રાતના ત્યાં રહેતા. એક રાત્રે

એમને કંઇ ભણકારો પડયો કે મરાઠાઓ આવ્યા. એમણે ઉંઘમાથી ઝબકી બંદુક લઇ ખૂબ ગોળીબાર કર્યા. પડોશીઓ પણ ગભરાઇને દોડી આવ્યા. બીજે દિવસે બધાએ એમને ખૂબ બનાવ્યા. ત્યારથી એ ગોળીબારના નામે જ ઓળખાવા લાગ્યા. સુરતના લોકોને નામ પાડતાં વાર લાગતી નથી. રામબોલો, ભાખરો, જીથરો, જીરાખાઉ, એવી એવી અટકો આવી જ રીતે પડી હશે.

અમે મુત્સદ્દી વર્ગના એટલે મારૂં શિક્ષણ પણ એવા જ પ્રકારનું. ફારસી એ દરબારી ભાષા હતી એટલે હું બહુ જ સારી રીતે લખતાં વાંચતાં શીખ્યો હતો. મારા પિતાની ઈચ્છા હતી કે હું કોઈ સરકારી નોકરીમાં દાખલ થઇ જાઉં. પરંતુ મારે તો વહાણવટું કરવું હતું. એટલે તાપીનો કિનારો છોડવો કેમ ગમે ? આખરે મારી ઈચ્છાને આધીન થઈ મારા પિતાએ ભલામણ કર્યાથી અંગ્રેજી કોઠીમાં માસ્તર તરીકે નોકરી મળી. જે જુવાન અંગ્રેજો પરદેશથી તાજા આવતા તેમને હું ફારસી તથા ગુજરાતી શીખવતો. સાથે સાથે હું દુભાષિયાનું કામ પણ કરતો. જાત જાતના લોકોના સહવાસમાં આવી હું વલન્દા, ફીરંગી, અંગ્રેજી વગેરે અનેક ભાષાઓ થોડી થોડી શીખ્યો હતો. દુભાષિયા તરીકે હું અનેક નૌકાપતિના (કપ્તાનો) સમાગમમાં પણ આવ્યો. એમને મ્હોંએ પણ દરિયાની નવાઇઓ વિષે સાંભળી સાંભળી મને સફરે જવાની તીવ્ર ઇચ્છા થવા લાગી.

એક નૌકાપતિને આ મારી ઇચ્છા જણાવતા એણે મને સલાહ આપી કે જો હું દાક્તરી જ્ઞાન મેળવું તો

વહાણના દાક્તર તરીકે મને જવાના પ્રસંગો મળે. અંગ્રેજી કોઠીમાં બે દાક્તરો રહેતા. એક અંગ્રેજ અને બીજો દેશી. એમની સાથે રહી મેં અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. મારા પિતાએ પણ ખુશીથી પરવાનગી આપી. હું ત્રણ ચાર વર્ષ આ બે દાક્તરો પાસે રહ્યો, અને જેટલું શીખાય તેટલું શીખ્યો. જ્યારે મને લાગ્યું કે હવે મારાથી એ કામ થઈ શકશે ત્યાર મારા પિતાને કોઇ વહાણમાં નોકરી અપાવવા વિષે કહ્યું. એમને જકાત ખાતામાં રહીને અનેક વહાણવટીઓ અને શેઠીયાઓ સાથે સારી દોસ્તી થયેલી, એટલે એક શેઠીયાને ભલામણ કરતાં તરત જ મને નોકરી મળી.

આ મારી પરદેશ જવાની તૈયારી પર મારા સસરાને બહુ જ અણગમો હતો. પણ મારી હઠીલાઇ આગળ શું કરે ? મારૂં લગ્ન હું પંદર વર્ષનો હતો ત્યારે એક નવ વર્ષની કન્યા સાથે થયું હતું. એક વખત લગ્ન થઇ ગયાં એટલે છોકરીવાળાને પૂછે પણ કોણ ! મારો ઉપડવાનો દિવસ પાસે આવ્યો. વિક્રમ સંવત ૧૭૫૫ (ઈ. સ. ૧૬૯૯)ના વૈશાખની શરૂઆતમાં અમે 'જળમૃગ' વહાણમાં જાવા સુમાત્રા વગેરે તરફ જવા ઉપડયા.



## પ્રકરણ બીજું

### તોફાન

સિંહલદ્વીપ છોડયા પછી અમને જબરૂં તોફાન નડયું. અમારો રસ્તો ચૂકી અમે ખૂબ દક્ષિણ તરફ ઘસડાયા.

પછી છ મહિના લગી અમારૂં વહાણ આમથી તેમ જમીનના દર્શન વિના ભટકયું. ખાવાની તંગી અને મહેનતને લીધે અમારા બાર ખલાસીઓ મરણ પામ્યા. બીજા બધા પણ મુડદાલ હાલતમાં હતા. દીવાળી પર જીવતાં હઈશું કે કેમ તેની પણ શંકા હતી.

એટલામાં એક દિવસ સવારના પહોરમાં એક ખડક દેખાયો. પવન જોરથી ફુંકાતો હતો એટલે ગમે તેટલી મહેનત કર્યા છતાં અમે સીધા ખડક તરફ ઘસડાયા.

વહાણ ખડક સાથે એટલા જોરથી અફળાયું કે એના બે કકડા જ થયા! હું અને પાંચેક ખલાસીઓ એક નાના મછવામાં કુદી પડયા, અને ખડક તથા ભાંગેલા વહાણ સાથે મછવો અથડાય નહિ તેની સંભાળ રાખી એક બાજુ પર મહા મહેનતે નીકળી ગયા. જ્યાં લગી જોર હતું ત્યાં લગી હલેસાં માર્યાં.

પછી તો દરિયાના તરંગો જ્યાં લઇ જાય ત્યાં ગયા સિવાય છૂટકો જ નથી કરી હાથ જોડી બેઠા. થોડી વારમાં તો પવનનો સુસવાટો એવો આવ્યો કે અમારો મછવો ઉંધો વળ્યો.

મારા સિવાય બીજાંઓનું શું થયું તેની મને ખબર નથી. ઘણું ખરૂં તો બધા નાશ પામ્યા હશે. હું તો તરતો તરતો નસીબ દોરે ત્યાં,–પવન અને મોજાં ઘસડે ત્યાં,–ઘસડાયો.

દરિયાનું તળીયું જોવા હું ઘણી વાર મારા પગ નીચે મૂકી, દેતો; પણ જમીન લાગે જ શેની ?

છેવટે હું થાકીને લોથ થયો અને જીવવાની આશા મૂકી. ભોગજોગે એ જ અરસામાં મારા પગ તળીયાને અડકયા અને હું છાછરા પાણીમાં આવ્યો છું એમ લાગ્યું. તોફાન પણ ઓછું થયું હતું. લગભગ એક માઇલ લગી હું છાછરા પાણીમાં ચાલ્યો.

સાંજ પડવા આવી ત્યારે હું કિનારે પહોંચ્યો. કિનારાપર પણ હું અરધો માઇલ ચાલ્યો પણ કોઇ મનુષ્ય નજરે પડયું નહિ. કદાચ હું પોતે જ એવો થાકી ગયો હતો કે મારી આંખે કોઇ દેખાયું નહિ હોય. થાકથી ને હવામાં ઉકળાટને લીધે મને ખૂબ ઉંઘ આવવા લાગી. જમીનપર કુણું અને રેશમ જેવું સુંવાળું ઘાસ હતું તેના પર હું પડયો, અને થોડી વારમાં તો ઘસઘસાટ જીંદગીમાં નહિ ઉંઘ્યો હોઉં એવું ઉંઘ્યો.



## પ્રકરણ ત્રીજું

## લીલીપુટનો અતિથિ

જ્યારે હું જાગ્યો ત્યારે સવારનું ઝઝકળું થવા આવ્યું હતું. મેં ઉઠવા માંડયું ત્યાં તો મારા શરીરને જકડીને બાંધેલું જોયું! હું જરા હાલી પણ ન શકયો. હું ચત્તોપાટ સુતો હતો. જોયું તો મારા બન્ને હાથ અને પગ જમીન સાથે જકડી લેવામાં આવ્યા હતા. મારા વાળ પણ એવી જ રીતે જમીન સાથે બાંધી લીધા હતા. પાતળી દોરી વડે મારૂં આખું શરીર બાંધી લીધેલું લાગ્યું.

હું માત્ર આકાશ તરફ જ જોઈ શકતો હતો. સૂર્ય-નારાયણ પણ ધીમે ધીમે તપવા લાગ્યા. એનું તેજ મારી આંખને પીડવા લાગ્યું.

એટલામાં મારી આસપાસ કંઈ ગણગણાટ સંભળાવા લાગ્યો.

થોડી વારે મારા ડાબા પગપર કંઇક સળવળાટ થયો. કોઈ જીવડું ચાલતું હોય એમ લાગ્યું. એ જીવડું ચાલતું ચાલતું મારી છાતી પર થઈ મારી દહાડી લગી આવી પહોંચ્યું.

એ શું છે એ જોવાને મેં આંખો જેટલી નીચી થાય

એટલી નીચી કરી. મેં શું જોયું? એક છ આંગળનું વહેંતીયું!

એના હાથમાં ધનુષ બાણ હતાં અને ખભે ભાથો બાંધ્યો હતો. પહેલા આવનારની પાછળ લગભગ ચાળીસ એવાં વહેંતીયાં આવતાં હોય એમ લાગ્યું.

આવડી નાની મનુષ્યાકૃતિઓ જોઈ મને બહુ જ નવાઇ લાગી. સાથે એટલી રમુજ લાગી કે મારાથી જોરથી હસી પડાયું.

મારા હસવાનો અવાજ સાંભળી આ વામનજીઓ એવા ગભરાયા કે જીવ લઇને નાઠા. ગભરાટમાં કેટલાંએકે નીચે ભુસ્કો માર્યો. કોઇના હાથ ભાંગ્યા તો કોઇના પગ ભાંગ્યા. એમ કંઈ ને કંઇ ઇજા થઇ.

થોડી વાર હું પાછો ચુપચુપ પડી રહ્યો એટલે એમને પાછી હિંમત આવી અને પાછા મારી પર ચડવા લાગ્યા. એક જણ તો ખૂબ બહાદુરી કરી મારૂં મ્હોં જણાય એટલું પાસે આવી ઉભું.

એને પણ મારૂં મ્હોં જોઇ નવાઈ લાગી હશે, તે હાથ ને આંખો ઉંચે કરી તીણા પણ સ્પષ્ટ અવાજે બૂમ પાડી. "હેકીનાહ ડીગલ–હેકીનાહ ડીગલ."

બીજાઓએ પણ આ શબ્દો વારંવાર પોકાર્યા. મારી આસપાસ શું ચાલતું હતું તે ન જોઇ શકવાથી મને બહુ જ અકળામણ આવી.

આખરે મેં જોર કરી મારા ડાબા હાથની દોરીઓ જે ખીલા સાથે બાંધવામાં આવી હતી તેને ખેંચી કાઢયો.

મારા વાળની દોરીઓ પણ જરા ઢીલી કરી, જેથી મારૂં માથું ઉચકી શકું.

પછી તો જેવો હુ વહેંતીયાંને પકડવા જાઉં છું, ત્યાં એ તો પાછાં નાઠાં. એક તીણો પોકાર સંભળાયો અને બંધ થયો ત્યાં એક જણે બૂમ પાડી: "ટોલ્ગો ફોનેક."

જોત જોતામાં તો સો બાણો મારા ડાબા હાથ પર છૂટયાં અને સોયની માફક ઘોંચાયાં.

બીજાં બાણો ઉંચે હવામાં ફેંકાયાં તેમાંથી કેટલાંએક મારા શરીર પર પડયાં હશે પણ મને વાગ્યાં નહિ. કેટલાંએક મારા મ્હોં પર પડત પણ તે પહેલાં મારા છૂટા હાથે મેં મ્હોં ઢાંકી દીધું.

બાણનો વરસાદ પૂરો થતાં હુ દુ:ખથી કરાંજવા લાગ્યો. ફરીથી મેં છૂટવાનો પ્રયત્ન કર્યો. ફરીથી બાણનો વરસાદ શરૂ થયો. આ મારો પહેલાં કરતાં વધારે ચાલ્યો. કેટલાએકે તો ભાલા લઇ મારી બાજુમાં ઘોંચવાનો પ્રયત્ન કર્યો. સારે નસીબે મેં રૂઇદાર ડગલો પહેર્યો હતો એટલે મને વાગ્યું નહિ.

મને લાગ્યું કે શાંત પડી રહેવામાં જ ડહાપણ છે. રાત પડે અને અંધારૂં થાય ત્યારે મારા છૂટા હાથ વતી બીજાં બંધનો તોડી નાખવાનો મારો ઇરાદો હતો.

એક વાર છૂટા થયા પછી આ દેશના બધા વતનીઓ વહેંતીયા હોય તો એમના જેવા હજારોને પૂરો પડું એવી મારી ખાતરી હતી.

પણ માણસ ધારે કંઇ ને ઇશ્વર કરે કંઇ. પેલા બટુકજીઓએ જોયું કે હું ગુપચુપ પડયો રહ્યો છું એટલે બાણનો મારો બંધ કર્યો. જે ઘોંઘાટ મારે કાને આવતો હતો તે પરથી લાગતું હતું કે એમની સંખ્યામાં વધારો થયો હતો.

થોડી વારે ધ્યાન દઇ સાંભળ્યું તો મારા જમણા કાનથી થોડે દુર કંઇ ઠકઠક ઠોકવાનો અવાજ આવતો સંભળાયો. આ અવાજ કલાકેક લગી પહોંચ્યો હશે.

એ બાજુ જેટલું માથું ફેરવી શકાય એટલું ફેરવી જોયું તો ચાર વહેંતીયા ઉભા રહી શકે એવો જમીનથી દોઢ ફુટ ઉંચો લાકડાનો માંચડો ઉભો કરેલો જોયો. એને એકાદ બે નીસરણીઓ પણ લગાડેલી જોઇ. એના પર ચઢી કોઇ ઉમરાવ જેવા લાગતા વામનજીએ મને ઉદ્દેશીને મોટું ભાષણ કર્યું.

એ શું બોલ્યો તેનો એક શબ્દ પણ હું સમજી શકયો નહિ. આ મહાશયે ભાષણ શરૂ કરતાં પહેલાં ત્રણ વખત જોરથી બૂમ પાડી: "લાંગ્રો ડે હુલસાન."

જોતજોતામાં તો પચાસેક વહેંતીયાઓએ આવી મારી ડાબી બાજુનાં માથાનાં બંધનો કાઢી નાખ્યાં. આથી હું સારી રીતે જમણી બાજુ માથું ફેરવી શકયો અને ભાષણ કર્તાના બોલતી વખતના હાવભાવ જોઇ શકયો.

એ પુખ્ત ઉંમરનો, એના ત્રણ સોબતીઓ કરતાં કંઈક ઉંચો લાગતો હતો. એની બોલવાની ઢબ એક સારા ભાષણકારની હતી. એની બોલવાની રીત પરથી જ હું સમજી

શકયો કે મને એમાં કેટલેક ઠેકાણે ધમકીઓ આપવામાં આવી હતી. કેટલેક ઠેકાણે ખાતરીદાયક શબ્દો અને કેટલેક ઠેકાણે માયાભરેલા શબ્દો પણ હતા.

મેં પણ થોડા શબ્દોમાં ઘણી જ નમનતાઇથી, મારા ડાબા હાથને બે આંખો વડે સૂર્યનારાયણને સાક્ષી તરીકે બતાવી, વહાણ છોડતાં પહેલાં કંઇ ખાધું નહોતું એટલે કકડીને ભૂખ લાગી છે એમ કહી પેટ તથા મ્હોં તરફ હાથ લઇ જઇ મારે ખાવાનું જોઇએ છીએ એમ જણાવ્યું.

હુર્ગો–ત્યાં ઉમરાવને નવાબને બદલે હુર્ગો કહેતા–મારો ભાવાર્થ સમજ્યો. માંચડા પરથી ઉતરી મારી બાજુએ નીસરણી ઉપર થઇ લગભગ સોએક વહેંતીયા માથે ખાવા-નાથી ભરેલા ટોપલા લઇને આવ્યા.

ત્યાંના શહેનશાહે મારે વિષે સાંભળતાં જ આ લોકોને મોકલ્યા હતા. આમાં જાતજાતનું ખાવાનું હતું. શું, તે હું ઓળખી શકયો નહિ. હું તો એક બે ટોપલા એક કોળી-યામાં ખાવા લાગ્યો. સાથે ઢબુ જેટલા રોટલા પણ બે ત્રણ સામટા ખાઇ જતો.

જેટલી ઝડપથી હું ખાતો એટલી જ ઝડપથી મારે માટે બીજું ખાવાનું લાવતાં. મારી રાક્ષસી ભૂખ, ને ખાવાની રીત જોઇ બધાંને બહુ જ નવાઈ લાગતી.

પછી મેં ઇશારતથી સમજાવ્યું કે મારે કંઇ પીવા જોઇએ છીએ. મારૂં પીવાનું પણ મારા ખાવાના પ્રમાણમાં હશે અને થોડાથી નહિ ચાલે એમ એ અક્કલવાળા લોકોને તરત જ લાગ્યું.

એક મોટું પીપ એમણે તો મારા શરીર ઉપર ચઢાવ્યું અને મારા મ્હોં તરફ ગબડાવી એનું ઢાંકણું ઉઘાડયું. મેં તો એક ઘુંટડામાં જ બધું ખલાસ કર્યું, કારણ અચ્છેર કરતાં પણ ઓછું હતું.

એ પીણું સ્વાદમાં તાડીના જેવું પણ વધારે મીઠું અને સ્વાદવાળું હતું. બીજું પીપ પણ એવી જ રીતે ખલાસ કર્યું અને ત્રીજું લાવવા મેં ઇશારતથી જણાવ્યું, પણ એમની પાસે ત્રીજું હાજર નહોતું.

જ્યારે મારી આ હેરતભરેલી ભક્ષણક્રિયા પૂરી થઇ ત્યારે એ લોકોએ આનંદનો પોકાર કર્યો અને મારી છાતી પર નાચવા મંડી ગયા. પહેલાં ઉચ્ચારેલા શબ્દો "હેકીનાહ ડીગલ, હેકીનાહ ડીગલ" એમ અનેક વાર પોકારવા મંડી પડયા.

મને ઇશારતથી સમજાવ્યું કે પીપો નીચે ગબડાવી દો. તે પ્હેલાં નીચે ઉભેલાને 'બોરાક મીવોલાહ' એમ કહી ઘાંટો પાડી દૂર ઉભા રહેવા જણાવ્યું.

જ્યારે પીપને મેં હવામાં ઉછાળી ત્યારે ફરી 'હેકીનાહ ડીગલ'નો પોકાર થયો. મારી પર વહેંતીયાઓ આમ મ્હાલામ્હાલ કરી રહ્યાં હતાં ત્યારે ઘણી વાર એમાંનાં ચાળીસ પચાસને સામટા પકડી જમીન પર પટકવાનું મને મન થઈ આવતું. પણ વળી પાછું તીરનો વરસાદ પડે ને મારે દુઃખ ખમવું પડે એ વિચારે, તેમ જ મેં મારા ભાષણમાં ગડબડ નહિ કરવાનું વચન આપ્યું હતું એ વિચારે મારો ખ્યાલ ઉરાડી મૂકયો. તે ઉપરાંત હવે તો અતિથિ

ધર્મ પ્રમાણે જે લોકોએ આટલી ઉદારતાથી મારી આગતા-સ્વાગતા કરી તેને નુકશાન કેમ કરાય ? આ નાના સરખા વામનજીઓ પણ મારા શરીરપર મારો એક હાથ છૂટો છતાં આમ બેધડક ચાલે, અને મારૂં રાક્ષસી શરીર જોઇ જરા પણ ગભરાય નહિ એ પણ કેટલું નવાઈ જેવું !

હું ખાઇ રહ્યો ત્યાં શહેનશાહ તરફથી એક મોટો અમલદાર મને મળવા આવ્યો.

આ નામદાર મારા જમણા પગની ઘુંટી પરથી ઉપર ચઢી બાર માણુસની ટુકડી સાથે મારા મ્હોં નજીક આવી પહોંચ્યા. શાહી મહોર સીક્કો મારી જાણ માટે મારી આંખ આગળ ધર્યો અને પછી દસ મીનીટ લગી ભાષણ કર્યું.

બોલતાં બોલતાં વારે વારે લાંબો હાથ કરી કંઇ દેખાડતા હતા. પછી હું સમજ્યો કે અરધા માઇલ પર એમનું મુખ્ય શહેર આવ્યું હતું, ત્યાં શહેનશાહના હુકમથી મને લઈ જવાનો હતો.

મેં થોડા શબ્દોમાં જવાબ આપ્યો, પણ ફોકટ. અમારા બેમાંથી એકે જણ એકકેનું બોલવું સમજ્યા નહિ હોઇએ.

પછી ઇશારતથી મેં સમજાવ્યું કે મારે છૂટા થવું છે. એ નામદાર સમજ્યા હોય એમ લાગ્યું કારણ કે ના કહેતા હોય તેમ જોરથી ડોકું ધુણાવ્યું. મને ચાળા કરી જણાવ્યું કે મને કેદી તરીકે લઇ જવામાં આવશે. સાથે આશ્વાસન આપ્યું કે મને ખાવાપીવાનું ખૂબ મળશે ને મારી સારી બરદાસ લેવામાં આવશે.

મેં છેલ્લી વાર છૂટવાનો પ્રયત્ન કર્યો ત્યાં તો બાણો વરસ્યાં. પહેલાંનાં બાણો હજી હાથમાં ભોંકાઇ રહ્યાં હતાં ફોલ્લા પણ ઉઠયા હતા. વળી દુશ્મનની સંખ્યા પણ ખૂબ વધી હતી એટલે નાછૂટકે મેં એમનું શરણુ કબુલ્યું, અને ઈશારતથી જણાવ્યું કે એમને જે કરવું હોય તે કરે.

આ પરિણામથી હુર્ગો અને એની ટુકડી ખુશ થતી થતી જતી રહી.

થોડી વારમાં તો મેં બધાને બૂમ પાડતા સાંભળ્યા, જેમાં ‘પેપલોન સેલાન’ એ શબ્દો વારંવાર આવતા હતા. મારી ડાબી બાજુનાં બંધનો પણ ઢીલાં થતાં લાગ્યાં. એટલે લગી કે હું જમણી બાજુ સહેલાઈથી ફરી શકું.

મારા મ્હોં પર તથા હાથ પર એક જાતનો સુગંધીદાર મલમ લગાડયો જેથી મને જે દુ:ખ થતું હતું તે શમી ગયું. મેં ખૂબ ખાધું હતું તેની ઘેનથી, અને દુ:ખ–દરદ પણ ઓછું થઈ ગયું, એને લીધે મને ખૂબ ઉંઘ આવવા લાગી. જો કે પાછળથી ખબર પડી કે મારા પીણામાં શહેનશાહના હુકમથી ત્યાંના દાક્તરોએ કંઈ ઉંઘવાની દવા નાખી હતી.

હું આઠેક કલાક ઉંઘ્યો હઈશ.

આ લોકો ઘણા સારા ગણિત જાણનારા છે. શહેનશાહ પોતે વિદ્વાનોને સારો આશ્રય આપે છે. એમના ઉત્તેજનથી લોકોએ યંત્રકળામાં સારી પ્રવીણતા મેળવી છે. ભારે ભારે વજનો લઈ જવા લાવવા માટે શહેનશાહ પાસે પૈડાં પર ચાલતાં યંત્રો છે.

મારે માટે તરત ને તરત પાંચસો સુતારો અને ઇજનેરોએ મળી એવું મોટું યંત્ર તૈયાર કર્યું. જમીનથી ત્રણ ઇંચ ઉંચું, સાત ફૂટ લાંબુ અને ચાર ફૂટ પહોળું બાવીસ પૈડાં પર ચાલતું એ લાકડાનું ચોકઠું હતું.

જે છેલ્લો પોકાર મેં સાંભળ્યો હતો તે એ યંત્ર આવી પ્હોંચ્યાની ખુશાલીમાં જ હતો. ખરી મુશ્કેલી તો મને ઉંચકી અંદર સુવાડવાની હતી. એ બધી મુશ્કેલીનો આ વહેંતીયાંએ વિચાર કરી જ રાખેલો !

એક ફુટ ઉંચા એંશી વાંસડાઓ દાટી ઘરેડી જેવું બનાવી નવસો મજબૂતમાં મજબૂત ખાસ ચૂંટી કાઢેલાં માણસોએ મને દોરડા વતી ઉપર ખેંચી અંદર સુવાડયો.

આ બધું મેં પાછળથી જાણ્યું, કારણ કે હું તો તે વખત કુંભકર્ણની નિંદ્રામાં હતો. આ યંત્રને શહેનશાહના ખાસ ઘોડારમાંના પંદરસો ઘોડાઓ જોડી મને શહેર તરફ લઈ ગયા.

એક નજીવા હસવાજેવા અકસ્માતથી હું ઉંઘમાંથી ઝબકી ઉઠયો. જ્યારે ગાડી કંઈ ખસી ગયું હતું તે ઠીક કરવા ઉભી રાખવામાં આવી ત્યારે એકાદ બે વામનજીને હું ઉંઘમાં કેવો લાગું છું તે જોવાની જીજ્ઞાસા થઈ આવી.

એ તો ઉપર ચઢીને ધીમે ધીમે મારા મ્હોં આગળ આવ્યા. એમાંનો એક જે લશ્કરી અમલદાર હતો તેણે એનો ભાલો મારા ડાબા નસકોરામાં છેક ઉપર લગી ખોસ્યો.

ઘાસનું તણખલું નાકમાં પેસે ને જેમ ગીલીપીચી

થાય તેમ મને થયું, ને મેં તો જોરથી છીંક ખાધી. મારા છીંકના અવાજની કોલાહલ થઈ ગયો. પેલા બે જણ તો બિચારા ગભરાટમાં ત્યાંથી છાનામાના પલાયન જ કરી ગયા!

ત્રણ અઠવાડિયા પછી મને ખબર પડી કે હું એકાએક કેમ જાગી ઉઠયો હતો. આખો દિવસ અમે કુચ કરી. રાત પડતાં અમે રસ્તાની બાજુમાં મુકામ કર્યો. મારી બંને બાજુએ પાંચસો પાંચસો માણસોની ટોળી તીરકામઠાં તૈયાર રાખી આખી રાત ચોકી કરતી ઉભી.

બીજે દિવસે સવારના પહોરમાં અમે પાછા રવાના થયા. બપોર પડતાં શહેરના દરવાજાથી બસો વાર દૂર આવી પહોંચ્યા. શહેનશાહ એમના દરબારીઓ સાથે અમને સામા મળવા આવ્યા હતા.

મારી ગાડી ઉભી રહી તે જગ્યાએ એક પુરાણું મંદિર હતું. આખા રાજ્યમાં એ મોટામાં મોટું મકાન ગણાતું. થોડાં વર્ષો પહેલાં ત્યાં ખૂન થયું હતું એટલે લોકોએ એને અપવિત્ર ઠરાવી ત્યાંથી બધું ઉઠાવી લીધું હતું. ત્યારથી એ મકાન સાધારણ ઉપયોગને માટે વપરાતું.

આ મકાનમાં મને ઉતારો આપવાનું ઠરાવ્યું હતું. એનો ઉત્તર તરફનો મોટો દરવાજો ચાર ફૂટ ઉંચો અને બે ફૂટ પહોળો હતો, એટલે વાંકો વળીને હું અંદર પેસી શકું તેમ હતું.

દરવાજાની બન્ને બાજુએ જમીનથી છ ઇંચ ઉંચી બે બારીઓ હતી. સામાન્ય એક બારીમાંથી લુહારોએ ઓછામાં ઓછી એકાણું સાંકળો પેસાડી મારા છત્રીસ તાળાં સાથે

બાંધી. સાંકળોની લંબાઇ પ્રમાણે હું અર્ધ ચંદ્રાકારમાં ફરી શકું, તેમ જ જ્યારે અંદર જવું હોય ત્યારે અંદર પણ જઇ શકું.

આ મંદિરની સામે રસ્તાની બીજી બાજુએ પાંચ ફૂટ ઉંચો મીનારો હતો. તેના પર શહેનશાહ એમના મુખ્ય સરદારો તથા અમલદારો સાથે મને બરોબર નિહાળવાને ચઢયા.

ગામના લગભગ એક લાખ લોક મને જોવા આવ્યા હતા. આસપાસ રક્ષકો છતાં દસેક હજાર માણસો નીસરણી મૂકી મારા શરીર પર ચઢયાં હશે. છેવટે શહેનશાહે ઢંઢેરો પીટાવ્યો કે કોઇ પણ આવી રીતે મારા શરીર પર ચઢશે તેને મોતની શિક્ષા થશે. જ્યારે સાંકળ વગેરે બાંધવાનું પૂરૂં થયું ત્યારે મારાં બંધનો કાપી નાખ્યાં.

હું પણ ઘણા જ કચવાતા હૃદયે ઉભો થયો. મને ઉભો થઈ ચાલતો જોઈ લોકોએ જે નવાઈના પોકારો કર્યા તે વર્ણવી શકાય તેમ નથી.

***

## પ્રકરણ ચોથું

## લીલીપુટના શહેનશાહ

જ્યારે હું ઉભો થયો ત્યારે મારી નજરે સુંદર દેખાવ જણાયો. આસપાસનો દેશ એક બાગ હોય એમ લાગ્યું. વાડથી બાંધી લીધેલાં ખેતરો ફૂલના ક્યારા જેવા લાગ્યાં. આ ખેતરો સાથે વૃક્ષોનાં વન મળી ગયાં હતાં.

આ જંગલોમાં ઉંચામાં ઉંચાં ઝાડ સાત ફૂટની ઉંચાઇનાં હતાં.

મારી ડાબી બાજુએ શહેર હતું. તે નાનું રમકડા જેવું નાટકભૂમિના પડદા પર ચીતરેલું હોય એવું લાગતું હતું.

હું આ દેખાવ જોઈ રહ્યો હતો ત્યાં શહેનશાહ મીનારા પરથી નીચે ઉતરી ઘોડાપર બેસી મારી પાસે આવ્યા. મારા જેવો ડોલતો ડુંગર કદી નહિ જોએલો, તે ઘોડો પણ મને જોઈને ભડકયો, ને પાછલે પગે ઉભો થયો.

બાદશાહને ઘોડેસ્વારી સારી આવડતી હશે, તે જરા પણ ડગ્યા નહિ. એટલામાં નોકરો દોડી આવ્યા ને ઘોડાને પકડી લીધો. શહેનશાહ ધીમેથી ઉતરી પડયા. હું પહોંચી

ન શકું એટલે દૂરથી મારી બન્ને બાજુએ ફરી મને અજાયબી સાથે ખૂબ તપાસ્યો.

મારા ખાવાના પરાક્રમની વાત સાંભળી હશે તે નોકરોને ખાવાનું લાવવાનો હુકમ કર્યો. નોકરોએ ખૂબ ખાવા-પીવાનું પૈડા વાળી ગાડીઓમાં ભરી મારી તરફ ધકેલ્યું. એમાં વીસ ગાડી ખાવાનાથી ભરેલી અને દસ પીણાથી ભરેલી.

એક ગાડીને મેં બે ત્રણ કોળીયામાં ખાલી કરી. પીવાનું જે માટલામાં ભરવામાં આવ્યું હતું તેને પણ એવી જ રીતે ખલાસ કર્યું.

શહેનશાહબાનુ તથા નાના શાહજાદા શાહજાદીઓ દૂર પાલખીમાં મને જોવા બેઠેલાં. પણ શહેનશાહને અકસ્માત થતાં બધાં નીચે ઉતરી એમની પાસે આવીને ઉભાં હતાં. મારૂં આ રાક્ષસી પરાક્રમ જોવાની એમને પણ ગમ્મત પડી.

શહેનશાહ પોતે એમના કોઇ પણ દરબારીઓ કરતાં સહેજ ઉંચા છે, એટલે એમનો ભારવક્કર સારો રહેતો. એમનો ચહેરો પણ સુદ્રઢ અને મરદાનગીથી ભરપૂર; ગરૂડના જેવું નાક, અને હોઠ પણ ભરેલા. ચહેરાનો રંગ ઘઉં વર્ણો. સીધું સોટા જેવું શરીર. અવયવો પણ સપ્રમાણ. છટાદાર ચાલ. ટુંકાણમાં રાજવીને છાજે એવી બધી રીતભાત હતી.

શહેનશાહની ઉમ્મર પુખ્ત પોણીઓગણત્રીસ વર્ષ

જેટલી (–આપણા કરતાં લીલીપુટના રહેવાસીઓનું જીવન ટૂંકું હતું–) હતી.

સાત વર્ષથી એ રાજ્ય ભોગવતા હતા. એટલા અરસામાં એમણે દરેક ઠેકાણે વિજય મેળવ્યો હતો, અને રાજ્યને બળવાન અને પૈસાદાર બનાવ્યું હતું.

શહેનશાહને પાસેથી બરાબર જોવા હું કળોટે સુતો, એટલે મારી આંખો એમના મ્હોં સાથે એક લીંટીમાં આવે. ત્યાર પછી તો મેં ઘણીએ વાર એમને હથેલી પર ઉભા રાખીને જોયા હશે. એમનો પોષાક સાદો હતો. ત એશિયા અને યૂરોપના પહેરવેશને મળતો આવતો હતો. એમના માથા પર સોનાનો હીરાજડિત ટોપ હતો. એના પર મોરપીંછ જેવું પહેર્યું હતું. મારી બીકે એમણે હાથમાં ઉઘાડી તરવાર રાખી હતી. તરવાર ત્રણ ઈંચ લાંબી હતી. એની મુઠ તથા મ્યાન સોનાનાં રત્નજડિત હતાં. એમનો અવાજ તીણો પણ સ્પષ્ટ હતો. હું ઉભો રહીને પણ તે સાંભળી શકતો.

શહેનશાહબાનુ તેમ જ બીજી સ્ત્રીઓએ તથા દરબારીઓએ ભપકાબંધ ઝળકતા પોષાકો પહેર્યા હતા. એટલે હું ઉભો હતો ત્યાંથી તો જમીન પર સોનેરી રૂપેરી કસબની આકૃતિઓ ભરેલી સાડી ન પાથરી હોય એવું લાગતું.

શહેનશાહ મારી સાથે બોલ્યા, ને મેં પણ જરા પણ સમજ્યા વિના જવાબ આપ્યો.

શહેનશાહ એમની સાથે એમના વિદ્વાન પંડિતો અને ધારાશાસ્ત્રીઓને પણ લાવ્યા હતા. એમનાં કપડાંપરથી આ

મારૂં અનુમાન છે. એ લોકોએ પણ મારી સાથે જાત જાતની ભાષામાં વાત કરવા માંડી. મેં પણ વલંદા, ફ્રેંચ, અંગ્રેજી, ફારસી, વગેરે જે જે ભાષાઓ મને આવડતી હતી તેમાં વાત કરી તેના જવાબ આપવા માંડયા. પણ જ્યાં હતા ત્યાંના ત્યાં! કોઈ કોઇનું કાંઈ સમજ્યા નહિ.

આખરે શહેનશાહ એમના દરબારીઓ સાથે એમને મહેલ પધાર્યા.

***

## પ્રકરણ ૫ મું

## મારી દયાળુતા

શહેનશાહ જતાં જતાં તોફાની લોકો મને હેરાન ન કરે તેને માટે એક લશ્કરી ટુકડીનો પહેરો મારી આસપાસ મૂકવાનો હુકમ કરતા ગયા.

લોકોને મન તો હું તમાસો થઇ પડયો હતો. ટોળે-ટોળાં મને જોવા આવતા. કેટલાક અડપલાઓએ મારી જેટલી પાસે આવી શકાય તેટલી પાસે આવી, હું દરવાજા આગળ બેઠો હતો ત્યાં મારી ઉપર બાણુ છોડયાં !

એક બાણુ તો મારી ડાબી આંખમાં વાગતું બચી ગયું. લશ્કરી અમલદાર હતો તેને પણુ આ તોફાન જોઇ ચીઢ ચઢી. એણે સિપાઇઓને આ લોકોને પકડી લાવવા હુકમ કર્યો.

સિપાઇઓ દોડયા. આગેવાન જેવા છએક જણાને બાંધીને પકડી લાવ્યા. શિક્ષા તરીકે ભાલાની અણી વડે મારી તરફ ધકેલ્યા.

મેં બધાને સામટા પકડી પાંચ જણુને મારા ગજ-વામાં મૂકયા. છઠ્ઠાને હાથમાં પકડી એને જીવતો ને જીવતો ખાઇ જવા માગતો હોઉં એવું મ્હોં કર્યું. પેલા બાપડાએ



જ્યારે મેં ગજવામાંથી ચપ્પુ કાઢ્યો ત્યારે તો સિપાઇઓ
ને એમના અમલદારો પણ ગભરાયા.

તો ચીસાચીસ કરી મૂકી. ખાસ કરીને જ્યારે મેં ગજવામાંથી ચપ્પુ કાઢયો ત્યારે તો સિપાઇઓ ને એમના અમલદારો પણ ગભરાયા.

પણ થોડી જ વારમાં મેં એમનો ગભરાટ શમાવ્યો. ચપ્પુ વડે પેલા અડપલાનાં દોરડાં કાપી નાખ્યાં, અને ધીમેથી જમીન પર મૂકયો.

પેલો બાપડો તો જીવ લઇને જ નાઠો. પછી એક પછી એક, એમ પાંચેને ગજવામાંથી કાઢી એ જ પ્રમાણે કર્યું.

આ મારી દયાળુ વર્તણુક જોઈ સિપાઇઓ ખુશ થયા. ખુદ શહેનશાહને કાને પણ આ વાત ગઇ. તેથી મને ઠીક લાભ થયો; કારણ મારી સુખ સવડ ઠીક સચવાવા લાગી.

પહેલા પંદર દિવસ હું રાતના જમીન પર જ સુતો. પછી તો મારે માટે ખાસ પથારો તૈયાર કરવાનો શહેનશાહે હુકમ કર્યો.

ત્યાંના સાધારણ વપરાશની પથારીના કદની છસો તળાઇઓ ગાડામાં નાખી મારા ઘરમાં લાવ્યા. એમાંથી દોઢસો પથારીઓ સાથે સીવી લેતાં મારે લાયક લાંબા પહોળી એક પથારી બની. એવી ચાર પથારી એક ઉપર એક નાખ્યાથી પોચું ગાદલું બન્યું.

એ જ ગણત્રી પ્રમાણે મારે માટે ચાદર, ઓઢવાનાં, વગેરે ખાસ તૈયાર કરવામાં આવ્યાં.

મારા આવવાની વાત જેમ જેમ આખા રાજ્યમાં ફેલાતી ગઇ, તેમ તેમ ગરીબ શું કે તવંગર શું, આળસુ

શું કે જીજ્ઞાસુ શું, લોકોનાં ટોળે ટોળાં મને જોવા આવવા લાગ્યાં. ગામડાંઓ લગભગ ખાલી થઈ ગયાં. ખેતી અને ઘરકામમાં જો શહેનશાહે ફરમાન કાઢયું ન હોત તો બહુ ખલેલ પડત.

શાહી હુકમ નીકળ્યો કે જે લોકોએ મને એક વાર જોયો હોય તેમણે પાછાં ફરવું, અને દરબારના ખાસ પરવાના સિવાય મારા ઘરની પચાસ વારના ઘેરાવામાં પગ મૂકવો નહિ. આથી શાહી પરવાનો મેળવવા લોકોએ મંત્રીઓને સારો નવાજેશો કરી.

***

## પ્રકરણ ૬ ઠું

## મારૂં શું કરવું ?

આ દરમ્યાન મારૂ શું કરવું તે બાબતની ચર્ચા કરવા શહેનશાહે અનેક વખત મંત્રીમંડળની સભા બોલાવી.

મારા એક ઉમરાવ મિત્ર, જેને આ ખાનગી મસલતોની ખબર પડતી, તેની તરફથી મને વારંવાર બધી બાતમી મળતી.

દરબારને મારૂં શું કરવું તે સુઝતું નહોતું. એ લોકોને બીક રહેતી કે હું મારાં બંધનો તોડીને છૂટું તો બધાના ભોગ જ લાગે. મને કેદી તરીકે રાખે તો મારો ખોરાક બહુ જ ખરચાળ થતો હતો. તેને લીધે કદાચ દુકાળ પણ પડે.

કેટલીક વાર એ લોકોને થતું કે મને ભૂખે મારવો. કેટલીક વાર વિચાર આવતો કે ઝેરી બાણો વડે મને ઘાયલ કરવો કે જેથી હું મરણ શરણ થાઉં. પણ વળી વિચાર આવતો કે હું મરી

જાઉં તો મારા શબનું શું થાય? દુર્ગંધ પેદા થાય ને એને લીધે પાટનગરમાં મરકી થાય તો? અને પછી આખા રાજ્યમાં પસરે તો?

આ મસલત ચાલતી હતી, તે દરમ્યાન જે લશ્કરી અમલદારો મારા રક્ષણ માટે મૂકયા હતા તેમણે દરબાર આગળ જઇ મેં પેલા છ બદમાશોને જરા પણ ઇજા કર્યા વિના કેવા જીવતા જવા દીધા હતા તેનું વર્ણન કર્યું.

આથી શહેનશાહ તથા મંત્રીમંડળ પર સારી અસર થઇ. મારા ખાવાનો બંદોબસ્ત કરવા શહેનશાહે ઢંઢેરો પીટાવ્યો, અને હુકમ કર્યો કે દરેક ગામડાંએ વારાફરતી મારે માટે ખાવાપીવાનું પૂરૂં પાડવું.

એનો ખરચ સરકારી તીજોરીમાંથી આપવા જણાવ્યું. બાદશાહ પોતે તો પોતાની ખાનગી જમીનની મહેસુલ પર જ રહે છે. લોકો પાસેથી પૈસા કઢાવતા નથી. લડાઇ વખતે રૈયત પોતાને ખરચે જ રાજાને મદદ કરે છે.

મારી તહેનાતમાં છસો નોકરો પણ રાખવામાં આવ્યા. આ બધાનો પગાર પણ સરકારી તીજોરી ઉપર પડતો. એમને રહેવાને તંબુઓ મારા ઘરની આસપાસ નાખી આપ્યા. રાજ્યના ત્રણસો દરજીઓને ત્યાંની રીતનાં કપડાં તૈયાર કરવાનો હુકમ કર્યો.

શાહી દરબારના છ પંડિતોને મને ત્યાંની ભાષા શીખવવા રોકવામાં આવ્યા.

મને જોઇને ભડકે નહિ અને ટેવાઇ જાય, માટે શહેનશાહના તથા ઉમરાવોના ઘોડાઓને લગભગ દરરોજ મારી આગળ કવાયત કરાવવાનું ફરમાવવામાં આવ્યું.

આ બધા હુકમો તરત જ અમલમાં મૂકાયા. ત્રણ અઠવાડિયામાં તો હું ત્યાંની ભાષા ખૂબ સારી રીતે શીખી ગયો. શહેનશાહ પણ કોઈ કોઈ વાર આવતા, અને આ કામમાં મદદ કરતા. હું જ્યારે થોડી થોડી વાતો કરતાં શીખ્યો ત્યારે પહેલા જ શબ્દો મને છૂટો કરવા માટેના હતા. પછી તો દરરોજ ઘુંટણીએ પડી હું આ વિનંતિ કરતો.

શહેનશાહ જવાબ દેતા કે આ બાબતમાં એકદમ ઉતાવળ થાય નહિ. એમને પોતાને મંત્રી મંડળની સલાહ લેવી પડે; અને છૂટતાં પહેલાં મારે રાજ્યની સાથે સુલેહથી રહેવા વગેરેની શરતો કરવી જોઈએ.

શહેનશાહે મને સલાહ આપી કે સારી વર્તણુકથી મારે રાજા તથા પ્રજાની મહેરબાની મેળવવી. સાથે જણાવ્યું કે છોડયા પહેલાં મારી જડતી લેવાશે. મારી પાસે શું નુ શું હોય, જેનાથી હું નુકસાન કરી બેસું.

મેં જવાબ આપ્યો કે શહેનશાહની મરજી હોય તો હમણાં જ એમની આગળ મારાં ગજવાં ખાલી કરી બતાવું.

પરંતુ શહેનશાહે કહ્યું કે બધું કાયદેસર થવું જોઇએ. રાજ્યના અમલદારો આવી તેઓ જ મારી જડતી લેશે. મારે જરા પણ સામા થયા વિના એમને આ કામમાં સરળતા કરી આપવી.

શહેનશાહે ઉમેર્યું કે મારી પાસેથી જે કંઈ લેવામાં આવશે, તે હું જ્યારે દેશ છોડું ત્યારે પાછું આપવામાં આવશે; અથવા એના બદલામાં મારે પૈસા જોઇએ તો તે મળશે.

***

# પ્રકરણ ૭ મું

## મારી જડતી

શાહેનશાહે બે અમલદારોને મારી જડતી લેવા મોકલ્યા. મેં બન્નેને હાથમાં લઈ મારા ડગલા તેમ જ બીજાં જેટલાં ગજવાં હતાં તેમાં વારા ફરતી મૂકયા. માત્ર એક ગુપ્ત ગજવું, જેમાં ખાસ મારી જરૂરિયાતની ચીજો હતી, અને જેનાથી કોઈને નુકશાન થાય તેમ નહોતું, તેમાં શોધ કરવા દીધી નહિ. મારા એક ગજવામાં હું જ્યારે અંગ્રેજી કોઠીમાં માસ્તર હતો ત્યારે મારા યુવાન શિષ્યે મને ચાંદીની ઘડિયાળ ભેટ આપી હતી તે હતી. બીજામાં સોનાની મહોરોથી ભરેલી એક કોથળી હતી. તે ઉપરાંત જાતજાતની મુસાફરીમાં જરૂર પડે એવી ચીજો હતી

આ બે અમલદારોએ શહેનશાહને માટે જે યાદી બનાવી તે શબ્દેશબ્દ ભાષાંતર કરી આપુ છું:—

" ઇમ્પ્રાઇઝીસ, એટલે પ્રથમ તો આ માનુષી પહાડના ડગલાના જમણી બાજુના ગજવામાં અમે ખૂબ શોધ કરી. ત્યાં તો એક જ ચીજ મળી. એક મોટો કર્કશ કપડાને ટુકડો. નામદાર શહેનશાહના મુખ્ય દીવાનખાનામાં જાજમ

તરીકે પથરાય એટલો મોટો. ડાબી બાજુના ગજવામાં ચાંદીનો પેટારો હતો. અમારાથી તો એ ઉંચકાયો પણ નહિ.

એને ઉઘડાવી અમે અંદર પેઠા તો ઘુંટણ લગી કંઈ ધૂળના જેવું હતું તેમાં દટાયા. થોડી ધૂળ અમારા મ્હોં પર ઉડતાં અમને એટલી છીંકો આવી કે કંઇ કહેવાની વાત જ નહિ. ખૂબ વાર પછી જ્યારે અમારી છીંકો પૂરી થઈ ત્યારે અમે એના કબજાનાં ગજવાં તપાસ્યાં. જમણી બાજુના એક ગજવામાં અમે સફેદ પાતળી ચીજોનો ચોડો જોયો.

એ ચીજને એક પર એક મૂકી ઘડી કરવામાં આવી હતી. એના પર કાળી આકૃતિઓ હતી, જે અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે અક્ષરો છે. દરેક અક્ષર અમારી હથેલી જેવડો લાંબો છે.

ડાબા ગજવામાં એક યંત્ર જેવું જણાયું. એને વીસ વીસ વાંસ જેવા લાંબા દાંતા છે. નામદારના રાજમહેલની આસપાસ જે લોખંડના સળીયાની વાડ કરી લીધી છે તેના જેવા છે. અમારૂં અનુમાન છે કે આ યંત્ર વડે માનુષી પહાડ પોતાના માથાના વાળ ઠીક રાખે છે. વચલાં કપડાંની–એ લોકો મારી જોધપુરી સુરવાળને માટે કહેતા હતા. જમણી બાજુના ગજવામાં એક મથોડા જેટલો લાંબો લોખંડનો પોલો થાંભલો જોયો. આ થાંભલો એથી એ મોટા લાકડાના થાંભલા સાથે જડી લીધો છે. આ થાંભલાની એક બાજુ લોખંડના મોટા ટુકડાઓ જાત જાતની આકૃતિના ખોસેલા છે. આનો શું ઉપયોગ હશે તે અમને ખબર નથી.

ડાબી બાજુના ગજવામાં પણ એવું જ બીજું યંત્ર હતું. જમણી બાજુના નાના ગજવામાં ગોળ નાના ચપટા ધોળી અને પીળી ધાતુનાં નાનાં મોટાં ચકતાંઓ જોયા. ધોળાં ચકતાંઓ ચાંદીનાં લાગ્યાં. અમારા બેમાંથી એકકે આ ચકતાં ઉંચકી શકયા નહિ.

ડાબી બાજુના ગજવામાં બે કાળા ખડબચડા થાંભલા છે. અમે ગજવાના તળીએ હતા એટલે મહા મુશીબતે થાંભલા કેવા છે, તે બરોબર જોઇ શકયા. બીજા થાંભલાને છેડે કંઈ ગોળ ગોળ અમારા માથા જેવું લાગ્યું. આ દરેકની અંદર મોટાં લોખંડના ધારદાર પાનાં છે. અમારા હુકમથી એણે એ ઉઘાડીને બતાવ્યાં, કારણ અમને લાગ્યું કે આ કદાચ ભયંકર યંત્રો હોય.

એણે જણાવ્યું કે એ યંત્ર એમના દેશમાં દાઢી સાફ કરવાને માટે વાપરવામાં આવે છે. બીજાથી ખાવાની ચીજો કાપવામાં આવે છે.

બીજાં બે ગજવાં પેટ સાથે એવાં ચોંટી ગયાં છે કે અમે અંદર જઈ શકયા નહિ. આમાં જમણી બાજુએ એક ચાંદીની સાંકળ લટકતી હતી. એને બીજે છેડે એક અજબ જેવું યંત્ર હતું. અમે તેને બહાર કાઢવા કહ્યું તો જણાયું કે અરધું ચાંદીનું અને અરધું કંઈ પારદર્શક ધાતુનું બનાવેલું યંત્ર છે.

પારદર્શક બાજુએ અમે ગોળાકારમાં વિચિત્ર આકૃતિઓ ગોઠવેલી જોઇ. અમને લાગ્યું કે આકૃતિઓને અડકી

શકીશું. પણ પેલી પારદર્શક ધાતુ વચ્ચે નડી. માનુષી પહાડે આ યંત્ર અમારા કાન આગળ ધર્યું, તો એમાંથી પાણીના ધોધનો અવાજ આવે એવો અસ્ખલિત અવાજ સંભળાયો. ક્યાં તો એ વિચિત્ર જાતનું પ્રાણી હોય કે પછી જે દેવની એ સેવા કરે છે તે હોય. કદાચ દેવ જ હશે, કારણ એના કહેવા પ્રમાણે જો અમે બરોબર સમજ્યા હોઈએ તો દિવ-સમાં કેટલીએ વાર એના દર્શન માટે એને બહાર કાઢે છે. એને જોયા વિના એને ચાલતું જ નથી. જીવનની દરેક પળ એ માપી શકે છે. ડાબી બાજુના ગજવામાંથી એક કોથળા જેવું કાઢ્યું. અંદર પીળી ધાતુનાં મોટાં ચકતાંઓ હતાં. આ જો સોનું હોય તો એક ચકતાંની કીંમત કેટલી બધી થાય!

એની કમરે કમરબંધ છે. કોઇ રાક્ષસી પ્રાણીના ચામ-ડાનો એ પટો છે.

એની કંમરે ત્રણ મથોડાં જેટલી લાંબી તરવાર લટકે છે. જમણી બાજુએ એક કોથળા જેવું છે. તેમાં બે ખાનાં છે.

દરેક ખાનામાં કે આપ નામદારની પ્રજાના ત્રણ માણસો સહેલાઇથી રહા શકે. આમાંના એક ખાનામાં કોઇ જબરો ધાતુના અમારા માથા જેવડા ગોળા છે.

બીજા ખાનામાં કાળા ઝીણા દાણા જેવું છે. એનું વજન ઘણું નથી, કારણ કે અમારી હથેલીમાં અમે ઘણા દાણા ઉંચકી શક્યા.

માનુષી પહાડના શરીરપર જે જોયું તેની આ ચોક્કસ યાદી છે. આપ નામદારના હુકમને માન આપી એણે અમને હરેક જાતની મદદ કરી છે.

આપ નામદારના મંગળ રાજ્યારોહણ પછી નેવ્યાસીમા ચંદ્રોદયે આ ખરીતા પર સહહી સીક્કો કરવામાં આવ્યો છે.

કલેફરન ફ્રેલૉક.
મારસી ફ્રેલૉક.

જ્યારે શહેનશાહ આગળ આ યાદી વાંચી સંભળાવવામાં આવી, ત્યારે એમણે આ જૂદી જૂદી ચીજો સોંપી દેવા માટે નરમાશથી હુકમ કર્યો. પહેલાં તરવાર માંગી. મેં પણ મ્યાન સાથે જ આપી દીધી.

શહેનશાહના ત્રણ હજાર ચુનંદા સિપાઇઓ મને ઘેરીને ઉભા હતા. હું જરા પણ ગડબડ કરૂં કે આનાકાની કરૂં તો મારાપર બાણનો વરસાદ વરસાવવાને આ લોકો તૈયાર થઇને ઉભા હતા.

શહેનશાહે તરવારને મ્યાનમાંથી ખેંચવાનો હુકમ કર્યો. ખારાં પાણી લાગવાથી તરવાર થોડે ઠેકાણે કટાઇ ગઇ હતી. તે છતાં મોટે ભાગે હજી ચળકતી હતી.

મેં જેવી ખેંચી કે બધાંએ ગભરાટ અને અજાયબીની ચીચીયારી પાડી. મેં તરવાર ફેરવી તેનાપર સૂર્યનાં કિરણોનું પ્રતિબિંબ પાડયું. તરવારમાંથી તેજના ઝબકારા નીકળવા માંડ્યા.

આ તેજથી બિચારા વામનજીઓની આંખો જ અંજાઇ ગઇ. પણ હું ધારતો હતો એટલા શહેનશાહ બ્હીન્યા નહિ.



શહેનશાહને ન બ્હીવાની ચેતવણી આપી પીસ્તોલ
હવામાં ફોડી. —પાન ૩૩

મને તરવારને મ્યાન કરવાનો હુકમ કર્યો, અને પછી દૂર ફેંકવા કહ્યું.

પછી એમણે લોખંડના પોલા થાંભલાની માગણી કરી. મેં મારી બંને પીસ્તોલો કાઢી, અને એનો શું ઉપયોગ થાય છે તે એમની ઇચ્છાથી બતાવ્યો. મારી ચામડાની કોથળીમાં દારૂગોળો હતો. ચામડાને લીધે દરિયાનું પાણી એને અડકયું નહોતું. મેં પીસ્તોલમાં ખાલી દારૂ ભર્યો. શહેનશાહને ન બીવાની ચેતવણી આપી પીસ્તોલ હવામાં ફોડી.

આ અવાજથી ઘણાંના હોશકોશ ઉડી ગયા એમ એમના મ્હોં પરથી લાગ્યું. કેટલાંએ માણસો ઘાયલ થયાં હોય તેમ નીચે બેભાન થઇને પડયાં.

શહેનશાહ જો કે અડગ ઉભા રહ્યા હતા, છતાં કયાં લગી સ્વસ્થ દેખાયા નહિ. મેં મારી બંને પીસ્તોલો તથા દારૂગોળાની કોથળી સોંપી દીધાં. સાથે ચેતવણી આપી કે દારૂની કોથળી આગળ દેવતાની ચીણગારી ન પડવી જોઈએ. નહીતર શહેનશાહના મહેલને હવામાં ઉડાડી દેશે.

મારી ઘડીયાળ જોવાની શહેનશાહને બહુ જ જીજ્ઞાસા હતી. તે પણ કાઢી આપી. બે કદાવર અંગરક્ષકો એક મોટા પેન્સીલ જેવડા વાંસડામાં ભેરવી ખભા પર નાખી એને લઇ ગયા.

એમાં થતા અતૂટ ટીક ટીક અવાજથી એમને નવાઇ લાગી. વળી મીનીટના કાંટાને ફરતો જોઈ એ બહુ જ વિસ્મય પામ્યા. એ લોકોની દ્રષ્ટિ આપણા કરતાં બહુ તીક્ષ્ણ હોય

છે, એટલે આપણે ન જોઇ શકીએ એટલી ઝીણી વસ્તુઓ એ લોકોને દેખાય છે. આથી શહેનશાહ મીનીટના કાંટાની ગતિ બરોબર જોઇ શકયા. આ નવતરી ચીજ શું હશે તે વિષે એમની પાસે ઉભેલા પંડિતને અભિપ્રાય પૂછયો. પણ કોઇ ચોક્કસ કહી શકયું નહિ.

પછી તો મારી પાસે જે જે હતું તે–સોનામહોરો, રૂપાનાણું, ત્રાંબાનાણું, અસ્તરો, ચપ્પુ, કાંસકી, તપકીરની ચાંદીની દાબડી, રૂમાલ અને નોંધપોથી,–બધું કાઢી આપ્યું.

મારી તરવાર, પીસ્તોલ તથા દારૂગોળાને ગાડામાં નાખી રાજ્યભંડારમાં લઈ ગયા. બીજી બધી ચીજો મને પાછી આપવામાં આવી.

મારૂં એક છૂપું ગજવું હતું, તેમાં મારાં ચશ્માં–મારી આંખો જરા નબળી છે–દૂરબીન વગેરે ચીજો હતી, એ કાઢી આપવામાં મને કંઇ સાર જણાયો નહિ એટલે તે બતાવી નહિ.

***

## પ્રકરણ ૮ મું

## વામનપુરીની રમતગમતો

લોકોને મારી તરફથી હવે ઓછી બીક લાગતી. હું ઘણી વાર સુતાં સુતાં મારી હથેલીપર પાંચ છ જ-ણને નાચવા દઉં. ઘણી વાર નાના નાના છોકરા છોકરીઓને મારા વાળમાં સંતાકુકડી પણ રમવા દઉં. એ લોકોની ભાષા પણ હું ઝડપથી સમજવા લાગ્યો હતો.

એક દિવસ શહેનશાહને, ત્યાંની રમતગમતો મને બતાવવાનો શોખ થયો. આ દેશમાં રમતગમતને બહુ જ મહત્વ અપાય છે. અહીંના લોકો પણ એમાં બહુ હોંશીયાર હોય છે. જમીનથી ત્રણ ફુટ ઉંચે સુતરના તાંતણા પર એ લોકોને નાચતા જોવાની મને સૌથી વધારે મજા પડી.

જે લોકોને સારો હોદ્દો મેળવવાની ઇચ્છા હોય, કે દરબારમાં માનપાનનો લોભ હોય તે જ આ દોરીપર ના-ચવાનું શીખતા. બીજી રીતે કેળવણીમાં '૦' હોય, અને સારા કુળમાં જન્મ્યા પણ ન હોય, પણ રમતગમતમાં એકકો હોય એટલે બસ. એમને ઉંચો સરકારી હોદ્દો મળતો!

જ્યારે જ્યારે કોઇ મોટી જગ્યા ખાલી પડતી–કોઇ

અમલદારના મરણથી કે પછી એને ઉતારી પાડવામાં આવે, જે ઘણીવાર બનતું–ત્યારે પાંચ છ ઉમેદવારો શહેનશાહને અરજી મોકલે કે અમારો નાચ જોવા આવો. જે નીચે પડયા વિના સૌથી ઉંચે દોરીપર નાચી કુદી શકે તેને એ જગ્યા આપવામાં આવતી.

ઘણી વાર તો મુખ્ય મંત્રીઓને પણ એમાં પોતાની હોંશીયારી વારંવાર બતાવવી પડતી. રાજાની એથી ખાતરી થાય કે એ લોકો આ કળા ભૂલી ગયા નથી.

ફ્લીપનેપ કરીને રાજ્યનો મુખ્ય ખજાનચી રાજ્યના બીજા કોઇપણ અમલદાર કરતાં એક ઇંચ વધારે કુદી શકે છે. મેં એને ઘણી વાર ઝીણા દોરાપર તાસક મૂકીને એના-પર ગુલાટ ખાતાં જોયો છે.

એના પછી મારો મિત્ર હેડ્રેસાલ જે ખાનગી ખાતામાં મુખ્ય મંત્રી છે, તે આવે. બીજા બધા અમલદારો લગભગ સરખા ઉતરે.

આવી રમતગમતમાં ઘણી વાર અકસ્માતો પણ થાય છે. મેં પોતે જ એક બે વખત માણસોને ઘાયલ થયલા જોયા હતા, કારણ આવી જાતની હરીફાઇમાં દરેક જણ પોતાના ગજા ઉપરાંત કરી હોંશીયારી બતાવે એટલે કોઇ કોઇને ઇજા થયા વિના રહે જ નહિ.

બીજી રમત એવી કે માત્ર શહેનશાહ, શહેનશાહબાનુ, અને પ્રધાન જ જોઇ શકે. શહેનશાહને કોઇને ખાસ માન અકરામ આપવાની ઇચ્છા થાય તેને લાલ, લીલો કે ભુરો

દોરો આપે છે. આની વિધિ શહેનશાહના મુખ્ય દીવાનખાનામાં થાય છે.

ઉમેદવારોને એક વિચિત્ર જાતની હરીફાઇમાં પ્રવીણતા દેખાડવાની હોય છે. શહેનશાહ હાથમાં આડી લાકડી રાખી ઉભા રહે છે. લાકડીનો બીજો છેડો મુખ્ય મંત્રી પકડે છે. ઉમેદવારો લાકડી નીચી હોય તો કુદીને, ઉંચી હોય તો વાંકા વળીને, એમ ખૂબ વાર આવજા કરે છે.

જે કોઇ ચપળતાથી લાંબું કુદે, અથવા નીચેથી છટકી જાય, તેને ભુરો દોરો મળે છે. આ દોરો એ લોકો કમરે બે વાર વીંટાળીને બાંધે છે.

શહેનશાહના તથા લશ્કરના ઘોડાઓને મારી આગળ વારંવાર લાવવાથી એમની બીક ભાંગી ગઇ, અને છેક મારા પગ લગી આવતા થયા. ઘોડેસ્વારો હું મારો હાથ નીચે મૂકતો તેના પરથી કુદી જતા.

એક રાજાના શિકારીએ તો મારા જોડા સાથેના પગ પરથી ઘોડો કુદાવ્યો.

શહેનશાહને રીઝવવા ખાતર મેં થોડી બે ફુટ લાંબી પાતળી સોટીઓની માગણી કરી. બાદશાહે તરત જ એમના જંગલખાતાના વડાને હુકમ કર્યો. બીજે દિવસે સવારે જંગલખાતાના છ નોકરો આઠ ઘોડા જોડેલું ગાડું ભરી લાકડીઓ લાવ્યા.

એમાંથી નવ લાકડીઓ લઇ ઉભી દાટી એનો ચોરસ બનાવ્યો. પછી ચાર લાકડી આડી બાંધી એના પર મારો રૂમાલ ખૂબ કસકસીને બાંધ્યો, એટલે એક સપાટ મેદાન બન્યું.

પછી શહેનશાહને એમના લશ્કરને આ કપડાંના મેદાનપર કવાયત કરાવવા મેં કહ્યું. શહેનશાહે હા કહી. એક પછી એક ચોવીસ ઘોડેસ્વારોને ઘોડા સાથે ઉંચકી ઉપર મૂકયા.

એ લોકોએ તો એમાંથી બે ટુકડી પાડી, અને ખોટું ખોટું લડયા, અને દોડધામ કરી મૂકી. શહેનશાહને આ જોવાની બહુ જ મજા પડી, અને આ રમત દરરોજ ચલાવી. એક દિવસ તો પોતે પણ ઉપર આવ્યા અને સેનાપતિ બની હુકમો છોડયા.

શહેનશાહબાનુને પણ આગ્રહ કરી મારી પાસે એમની પાલખી ઉંચકાવી બે વારને છેટેથી આ ખેલ જોવડાવ્યો.

સારે નસીબે કોઇ જાતનો ખાસ અકસ્માત થયો નહિ. પણ એક તેજ ઘોડાએ પગ વડે જમીન ખણવા જતાં મારો રૂમાલ ફાડયો, અને દોડતાં એનો પગ ભરાયો. ઘોડો અને ઘોડેસ્વાર બન્ને પડયા.

મેં તરત જ બન્નેને ઉભા કરી દીધા. જ્યાં કાણું હતું ત્યાં નીચેથી મારો હાથ રાખ્યો, અને આખી ટુકડીને નીચે સહીસલામત મૂકી દીધી.

મેં રૂમાલનું કાણું જેમ તેમ સીવી નાખ્યું. પણ રૂમાલ ફસકી જાય એ બીકે ફરીને આ રમત કરવાની હિંમત બતાવી નહિ.

એક દિવસ શહેનશાહને શોખ થયો તે મને પૂતળાની માફક બે પગ પહોળા કરી ઉભો રાખ્યો, અને મારા પગ નીચેથી આખા લશ્કરને કૂચ કરીને લઇ જવાની સેનાપતિને આજ્ઞા કરી.

***

## પ્રકરણ ૯ મું

### છૂટકારો

મને છૂટો કરવા મેં એટલી બધી અરજીઓ કરી, કે આખરે શહેનશાહે મારી અરજી મંત્રીમંડળ આગળ નિકાલને માટે મૂકી. સ્કાઇરેશ બોલગોલેમ, જે કંઇ પણ કારણ વિના મારો વેરી થઇ બેઠો હતો, તેના સિવાય કોઇએ વાંધો ઉઠાવ્યો નહિ. એ રાજ્યનો ગોલબેટ અથવા જળ-સેનાપતિ હતો. રાજાનો ઘણો જ માનીતો અને વિશ્વાસુ હતો, પણ ઘણો જ વિઘ્નસંતોષી અને દીવેલિયા ડાચાંનો હતો. એ પહેલાં તો બહુ જ સામે પડયો, પણ પછી અમુક સરતો કરી મને છોડવાનું કબૂલ કર્યું. શું શું સરતો રાખવી, તે પણ એને જ નકકી કરવાનું સોંપવામાં આવ્યું.

આ સરતો પર મારી પાસે સોગન લેવડાવવા સ્કાઇરેશ બોલગોલેમ પોતે જ બીજા બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે મારી પાસે આવ્યો. સરતો મારી પાસે વાંચી સંભળાવ્યા પછી મને આપણા દેશની રીત પ્રમાણે સોગન લેવા અને પછી એ લોકોના કાયદા પ્રમાણે સોગન લેવા કહ્યું.

એ લોકોના રીવાજ પ્રમાણે ડાબે હાથે જમણા પગનો અંગુઠો પકડી, જમણા હાથની વચલી આંગળીને માથા પર

મૂકી, અને અંગુઠાને જમણા કાન પર મૂકી સોગન લેવાના.

જે સરતો કબુલ કરી હું છૂટો થયો તે અક્ષરે અક્ષર નીચે પ્રમાણે છે:—

ગોલબેસ્તો, મોમારેમ એવલામે ગર્ડીના શેફ્રીન મ્યુલી અલીગ્યુ–લીલીપુટના મહાન શહેનશાહ, વિશ્વના આનંદ, તેમ જ ભયદાતા, જેના રાજ્યની સીમા પાંચ હજાર બ્લસત્રગ (આપણા બાર માઇલનો ઘેરાવો) ભૂગોળના છેડા લગી પહોંચે છે; શહેનશાહના શહેનશાહ, પુરૂષોમાં ઉત્તમ, જેના પગ પાતાળે પહોંચે, જેનું માથુ સૂર્યને અડકે, જેના પડકારથી પૃથ્વી હાલે; વસંતના જેવા આનંદ આપનાર, શિશિરના જેવા શીતળ, ગ્રીષ્મ જેવા ઉગ્ર, અને વર્ષા જેવા રસાળ,– આવા શહેનશાહ માનુષી પહાડ જે આ પુણ્યભૂમિનો અતિથિ છે, તેની સાથે નીચેના કરાર કરે છે:–

'પહેલો–અમારી સહી સીકકા સાથેના રજાપત્ર વિના માનુષી પહાડ આ રાજ્યને છોડી શકશે નહિ.

બીજો–અમારી ખાસ પરવાનગી સિવાય અમારા પાટ-નગરમાં આવી શકશે નહિ. આવવાને વખતે બે કલાક પહેલાં નગરવાસીઓ ઘરમાં રહે એવી ચેતવણી આપવામાં આવશે.

ત્રીજો–આ માનુષી પહાડ અમારા મોટા રસ્તા પર જ ચાલી શકશે. બીજે ચાલવા અથવા કોઇ ખેતરમાં સુવાનો પ્રયત્ન નહિ કરે.

ચોથો–જ્યારે જ્યારે આ રસ્તાઓ પર ફરવા નીકળે ત્યારે અમારી વહાલી પ્રજાની સંભાળ રાખે. લોકોને કે

લોકોના ગાડી ઘોડાને પણ છુંદી ન નાખે. કોઇને પણ એની ઇચ્છા વિના પોતાના હાથમાં ન લે.

પાંચમો–કોઇ જરૂરી પેગામ પહોંચાડવો હોય તો માનુષી પહાડ ચંદ્ર માસમાં એક વાર આ સંદેશો લઇ જનારને એના ગાડી ઘોડા સાથે ગજવામાં બેસાડી લઇ જાય, અને જરૂર પડે પાછો લાવે.

છઠ્ઠો–બ્લેફુસ્કુના દ્વીપવાસીઓ અમારા દુશ્મનો સામે અમારી તરફથી લડે. એમનું નૈકાસૈન્ય જે અમારી પર ચઢાઇ કરવા તૈયાર થયું છે, તેનો નાશ કરવા બનતું કરે

સાતમો–આ માનુષી પહાડ આમાંથી વખત મળે ત્યારે અમારા મજૂરોને હમણાં જે સાર્વજનિક બાગ થાય છે, તેની દિવાલ બાંધવા તેમ જ બીજાં સરકારી મકાનો માટે પથ્થર ઉપાડવામાં મદદ કરે.

આઠમો–આ માનુષી પહાડ બે ચંદ્ર માસની અંદર અમારા રાજ્યનો ઘેરાવો શું છે તે પોતાનાં પગલાં વડે માપી તપાસ કરે.

છેવટે–આ બધા કરારો પાળવા જો માનુષી પહાડ સોગંદ લે, તો એને અમારા રાજ્ય તરફથી એક હજાર સાતસો અઠાવીસ જણ જેટલું ખાવાનું રોજ આપવામાં આવશે. અમને મળવાની છૂટ મળશે. અમારા રાજ્યના એકાણુમા ચંદ્ર માસના બારમા દિવસે અમારા રાજ્યમહેલ બેલ–ફાનો–રૅકમાં આ કરારો પર સહી લેવામાં આવી છે.'

મેં સોગન ખાઇને ઘણી જ ખુશીથી આ કરારો જો

કે નીચેના સાતમા–આઠમા મને લાયક નહોતા તો પણ– પાળવાનું વચન આપ્યું. તરત જ મારી સાંકળો છોડી મને છૂટો કરવામાં આવ્યો. શહેનશાહ પોતે જ આ વખતે ત્યાં હાજર રહ્યા. મેં પણ છૂટા થઇ એમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. તેમણે તરત જ મને ઉભા થવા ફરમાવ્યું. પછી મારે વિષે ઘણા જ સારા શબ્દોમાં ભાષણ કર્યું. હું વફાદાર રહી એમનો કૃપાપાત્ર થાઉં એમ આશા દર્શાવી.

છેલ્લા કરારમાં મને ૧૭૨૮ લીલીપુટવાસી જેટલું ખાવાનું આપવાનું જણાવ્યું છે. મને નવાઇ લાગી કે આ મેળ એમણે ક્યાંથી કાઢયો ? મારા એક મિત્રને પૂછતાં એણે મને કહ્યું કે શહેનશાહના ગણિતશાસ્ત્રીઓએ મારી ઉંચાઇ પહોળાઇ વગેરેનું માપ કાઢી હું ૧૭૨૮ લિલિપુટવાસી જેટલું અનાજ મારા પેટમાં સમાવી શકું એવો અંદાજ કર્યો હતો !

***

## પ્રકરણ ૧૦ મું

## પાટનગરનાં દર્શન

હું જેવો છૂટો થયો કે પહેલી જ માગણી ત્યાંના પાટનગર મીલ્ડૅન્ડો જોવાની કરી. શહેનશાહે પણ તરત રજા આપી. પણ ખાસ ભલામણ કરી કે ત્યાંના રહેવાસીઓને કોઈ જાતનું નુકશાન ન કરવું. નગરવાસીઓને મારા આવવા વિષે ઢંઢેરો પીટાવી ચેતવ્યા.

શહેરને ફરતો અઢી ફૂટ ઉંચો અને અગીયાર ઇંચ પહોળો કોટ છે. એટલે એના પર ત્યાંના ગાડી ઘોડા સહેલાઈથી ફરી શકે છે. દસ દસ ફૂટને અંતરે કોટ પર નાના નાના બુરજો છે.

હું પશ્ચિમનો દરવાજો ઓળંગી અંદર પેઠો, અને ધીમે ધીમે સંભાળી એમના મુખ્ય રસ્તા પર ચાલ્યો. જો કે શાહી ઢંઢેરો હતો કે કોઈ પણ માણસ ઘર બહાર રહેશે તે એના જીવના જોખમે, છતાં કોઈ રહી ગયું હોય તે છુંદાય નહિ એવી રીતે સંભાળીને હું ચાલતો હતો.

મકાનોની બારીઓ, જરૂખાઓ, અગાસીઓ અને છાપરાં

પર મને જોવા એટલા લોકો ઉભરાયા હતા કે કોઈ જગ્યા આટલી વસ્તીવાળી જોઈ હશે એમ યાદ નથી.

શહેર ચોરસ છે. એ ચોરસની દરેક બાજુ પાંચસો ફૂટ લાંબી છે. એના બે આડા અને ઉભા રાજમાર્ગો શહેરના ચાર સરખા ભાગ કરે છે. આ રાજમાર્ગો પાંચ ફૂટ પહોળા છે.

શહેરની ગલીકુંચીમાં તો હું ન જઈ શકયો, પણ લાગે છે કે મોટામાં મોટી અઢાર ઈંચ પહોળી હશે. આ શહેરની વસ્તિ પાંચ લાખની ગણાય છે. મકાનો પણ મોટાં છ સાત માળનાં છે. બજારો અને દુકાનો પુષ્કળ માલથી ભરેલાં જણાયાં.

શહેનશાહનો મહેલ બરોબર શહેરની વચ્ચોવચ, જ્યાં બે રાજમાર્ગો મળે છે, ત્યાં છે. એની આસપાસ વીસ ફૂટને અંતરે બે ફૂટ ઉંચી ફરતી દીવાલ છે.

મને અંદર જવાની શાહી પરવાનગી મળી હતી, એટલે દીવાલ કુદાવી અંદર પણ પુષ્કળ જગા હોવાથી બધી બાજુએથી મહેલને જોઈ શકયો.

બહારની દીવાલ કુદાવ્યા પછી વળી બીજી બે દીવાલો ઓળંગવાની આવે છે. શાહી મહેલ છેક અંદરના ચોગાનમાં છે. અંદર જવાને બે ત્રણ દરવાજા વટાવવા પડે છે.

અંદરના બે કોટની વચ્ચેનું અંતર એટલું થોડું છે કે એક પછી એક કોટને તો ઓળંગાય જ નહિ. બન્નેને સામટા કૂદવા જતાં અંદર કંઈ નુકશાન થાય એ ભય લાગ્યો.

શહેનશાહની ઇચ્છા હતી કે રાજ્યમહેલની ભવ્યતા મારે પાસેથી જોવી. એટલે નગરથી થોડે દૂર શાહી જંગલ



શહેનશાહબાનુ તો મને જોઈ હસ્યાં અને × × હાથ કાઢી હલાવ્યો.

— પાન

હતું ત્યાં જઇ મારા ચપ્પુ વડે મેં થોડાં ઝાડ કાપ્યાં અને મારૂં વજન ઝીલી શકે એવા ત્રણ ફૂટ ઉંચા બે બાજઠ બનાવ્યા.

લોકોને ચેતવણી આપી હું ફરીને બાજઠો લઇ શહેરમાં પેઠો. રાજમહેલની બહારની દીવાલ આગળ આવી મેં એક બાજઠ નીચે મૂકયો. પછી એના પર ચડી બીજા બાજઠને બહારની અને અંદરની દીવાલ, જેનું અંતર આઠ ઈંચ હતું, તેના પર મૂકી હું એના પર ધીમેથી ચઢ્યો.

નીચેના બાજઠને લાકડી વતી ઉપર ખેંચી લઇ બીજી બાજુ નીચે મૂકી હું સહેલાઈથી અંદરના ચોગાનમાં જઈ શકયો.

રાજમહેલની છેક પાસે જઇ હું જમણી કલોઠે સુતો, જેથી મારી આંખો ત્યાંના બીજા માળના બારી બારણા સાથે એક લીંટીમાં આવે. મારે માટે ખાસ બારીબારણાં ખુલ્લાં રાખવામાં આવ્યાં હતાં. મેં આંખ લગાડી તો અંદર ઘણા જ સુંદર ઓરડાઓ જોયા. ઉપરના મજલાઓમાં શહેનશાહબાનુને તથા શાહી બાળકોને એમના નોકર ચાકરો સાથે પોતપોતાના ઓરડામાં જોયાં.

શહેનશાહબાનુ તો મને જોઈ હસ્યાં, અને બારીમાંથી એમનો હાથ બહાર કાઢી હલાવ્યો. મને તો આ નાનકડો રમકડા જેવો મહેલ, ને બધું નાનું નાનું જોઇ ઢીંગલાઢીંગલીની રમત યાદ આવી.

***

# પ્રકરણ ૧૧ મું

## લીલીપુટના રાજ્યપ્રકરણનું એક પાનું

મને છૂટયાંને પંદરેક દિવસ થયા હશે, ત્યાં એક દિવસ સવારે ખાનગી ખાતાનો મુખ્ય મંત્રી રેડ્રેસાલ ફક્ત એક જ નોકર સાથે રાખી મને મળવા આવ્યો. ગાડી થોડે દૂર ઉભી રાખી એ મારી પાસે એકલો આવ્યો.

મેં જમીન પર પડ્યાં પડ્યાં એની સાથે વાત કરવાનું જણાવ્યું, પણ એણે મને મારા હાથમાં લઈ ઉંચો કરવા કહ્યું. એ રાજાનો ખાસ સંદેશો લઈ આવ્યો હોય એમ લાગ્યું. મેં મારી હથેલીપર ઉભો રાખી વાત કરવા માંડી.

મારા મિત્ર તરીકે મને છૂટો કરવામાં એનો પૂરો હાથ હતો, એટલે મેં એનો ઉપકાર માનવો શરૂ કર્યો. એણે મને અધવચ બોલતાં અટકાવ્યો, અને જણાવ્યું કે, ' રાજકીય વાતાવરણની તે વખતની સ્થિતિને લીધે જ મને જલદી છુટ્ટી મળી હતી.

એક કારણ તો રાજપુરૂષોમાં ફાટફૂટને લીધે બે વિરોધી ભાગ પડ્યા છે તે; અને બીજું કારણ દુશ્મન રાજ્ય આપણી પર ચડી આવવાની તૈયારી કરે છે તે.

આ બે વિભાગ પડ્યા છે, તે ટ્રામેક્સન અને સ્લામે-ક્સનને નામે ઓળખાય છે. ટ્રામેક્સન જોડાની એડી ઉંચી રાખે છે, જ્યારે સ્લામેક્સન નીચી રાખવામાં માને છે.

ઉંચી એડીવાળા પુરાણી રાજ્યપદ્ધતિમાં માને છે. શહેનશાહ પોતે નીચી એડીમાં માને છે, અને રાજ્યકારભારમાં પણ નીચી એડીવાળાનો જ ઉપયોગ કરે છે.

રાજ્યના મોટા હોદ્દાઓ તેમ જ બીજા માન અકરામ પણ નીચી એડીવાળાને જ મળે છે. ખુદ શહેનશાહના જોડાની એડી પણ એક કુંર–કણ જેટલી બીજાની એડીઓ કરતાં નીચી છે.

આ બન્ને વિભાગો વચ્ચે એટલી દુશ્મનાવટ છે કે એક-મેક સાથે ખાવા પીવાનો તો શું, પણ બોલવાનો પણ વ્ય-વહાર નથી. ટ્રામેક્સન એટલે ઉંચી એડીવાળાની સંખ્યા અમારા કરતાં ઘણી વધારે છે અને નામદાર યુવરાજને પણ ઉંચી એડી તરફ પક્ષપાત હોય એમ લાગે છે, કારણ કે એમના એક જોડાની એડી બીજા જોડાની એડી કરતાં ઉંચી હોય છે, એટલે ચાલતી વખતે હંમેશાં લંગડાય છે.

આમ એક તરફ આંતરિક અશાન્તિ છે, ત્યાં બીજી તરફ બ્લેકુસ્કુ તરફથી અમારા પર ચઢાઇની તૈયારી ચાલે છે.

બ્લેકુસ્કુ પણ એક ટાપુ છે અને પૃથ્વી પર અમારા જેટલું જ એ બીજું બળવાન મહારાજ્ય છે !

તમે કહો છો કે પૃથ્વી પર બીજા દેશો તમારા જેવા માણસોથી ભરેલા છે. તેને માટે અમારા પંડિતો અને શાસ્ત્ર જાણનારાઓ શંકા ઉઠાવે છે.

તમે ચંદ્રમાંથી કે બીજા કોઇ ગ્રહમાંથી આ પૃથ્વી પર પડયા હશો એમ અનુમાન બાંધે છે, કારણ કે તમારા જેવા સો મનુષ્યો અમારા આખા રાજ્યનો પળ વારમાં નાશ કરી દે.

અમારો છ હજાર ચાંદ્રમાસ જૂનો ઇતિહાસ લીલીપુટ અને બ્લેફુસ્કુ એ બે મહારાજ્યો ઉપરાંત તમારે વિષે જરા પણ ઉલ્લેખ કરતો નથી.

આ બે મહારાજ્યો વચ્ચે ત્રેંસઠ ચાંદ્રમાસથી સખત વિરોધ જાગ્યો છે. એ લડાઇનું મૂળ કારણ એમ થયું કે સાધારણ રીતે પુરાણી રીત પ્રમાણે આપણે રોટલી પછી ભાત ખાઇએ છીએ. પરંતુ હાલના નામદાર શહેનશાહના દાદા જ્યારે નાના હતા ત્યારે રોટલી ખાતાં ખાતાં એમની જીભ કચરાઇ. આથી એમના બાપે (તે વખતના શહેનશાહે) ઢંઢેરો પીટાવ્યો કે એમની પ્રજાએ જમવામાં પહેલો ભાત ખાવો, અને પછી રોટલી ખાવી. આ પ્રમાણે નહિ કરવામાં આવે તો દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવશે.

લોકોને આ કાયદાથી એટલો ગુસ્સો આવ્યો કે છ વખત હુલ્લડ થયાં એમ ઈતિહાસ જણાવે છે. એ હુલ્લડોમાં એક શહેનશાહે તો પોતાનો જીવ ખોયો, અને બીજાએ રાજ્ય ખોયું.

વારંવાર આ હોળી સળગાવવામાં બ્લેફુસ્કુનો હાથ હતો. અને જ્યારે જ્યારે આ બળવાખોરોને હરાવવામાં આવત ત્યારે તેઓ બ્લેફુસ્કુને આશરે નાસી જતા.

આ તકરારમાં અગીયાર હજાર માણસોએ પહેલો ભાત ખાવા કરતાં મોતને વધારે પસંદ કર્યું ! આ વાદવિવાદપર

હજારો પુસ્તકો લખાયાં છે, પરંતુ રોટલીખાઉઓના લખેલાં પુસ્તકોનો પ્રતિબંધ થયો.

એ લોકોને તો કાયદાની મદદ વડે રાજ્યમાં નોકરી કરતા પણ અટકાવ્યા છે. બ્લેફુસ્કુના શહેનશાહે આ ઝઘડા દરમ્યાન પોતાના એલચી મારફતે ઘણી વાર કહેવડાવેલું કે આ કાયદાથી ધર્મનું અપમાન થાય છે, કારણ કે, અમારા મહાન ધર્મગુરૂ લસટ્રેગેસમના બ્લન્ડેક્રૂલ (ધર્મપુસ્તક) ના ચોપનમાં અધ્યાયમાં જે વચનો કહ્યાં છે તેનાથી આ ઉલટું જ કરવામાં આવે છે.

અમારી દલીલ એવી છે કે આમાં શબ્દોને મારી મચડીને આવો અર્થ કરવામાં આવ્યો છે. ખરેખર તો શબ્દો આ પ્રમાણે છે: 'શાસ્ત્ર પ્રમાણે રોટલી તથા ભાતને વિધિ પ્રમાણે ખાવાં.' આમાં વિધિ પ્રમાણે ખાવાનું કહ્યું છે, પણ પહેલાં રોટલી કે પહેલાં ભાત એ સ્પષ્ટ થતું નથી. એ નક્કી કરવું એ તો રાજાના જ હાથમાં, કારણ રાજા કાળનું કારણ મનાય છે.

પરંતુ રોટલીખાઉઓને બ્લેફુસ્કુમાં એટલું ઉત્તેજન મળ્યું છે કે ત્રેંસઠ ચાંદ્રમાસથી બન્ને રાજ્યો વચ્ચે આ મરણતોલ વિગ્રહ ચાલે છે!

આ લડાઇ દરમ્યાન અમારાં ચાળીસ મોટાં વહાણો નાશ પામ્યાં, અને નાનાં વહાણો કેટલાં ખોયાં તેનો તો હિસાબ જ નથી. ત્રીસ હજાર માણસો નૌકાયુદ્ધામાં હણાયાં, અને બીજા લડવૈયાઓ મરાયા હશે તે તો જૂદા.

દુશ્મનોને જે નુકશાન થયું તે તો અમારા કરતાં પણ વધારે મનાય છે. તે છતાં એ લોકોએ પાછું નૌકાસૈન્ય એકઠું કર્યું છે, અને અમારા પર ચઢી આવવાની તક જુએ છે.

નામદાર શહેનશાહે મને એટલા જ માટે તમારી પાસે મોકલ્યો છે. એમને તમારામાં વિશ્વાસ છે. તેથી આ બીના તમારી આગળ રજુ કરવા મને ફરમાવ્યું છે, અને અમારી મદદે આવવા તમને કહેવડાવ્યું છે.'

મેં મંત્રી સાથે શહેનશાહને જણાવ્યું, કે, 'એક પરદેશી તરીકે રાજ્યની આંતરિક લડાઇમાં હું ભાગ ન લઇ શકું. પરંતુ રાજ્યપર કોઇ બહારનો દુશ્મન ચડી આવશે તો મારા જીવના જોખમે પણ એમને મદદ કરીશ.'

***

# પ્રકરણ ૧૨ મું

## દુશ્મનનો દરિયાઈ કાફલો સર કર્યો

લીલીપુટના ઇશાન ખુણામાં બ્લેફુસ્કુનું મહારાજ્ય આવેલું છે. બન્ને વચ્ચે આઠસો વાર પહોળી ખાઇ આવેલી છે. હજી સુધી હું એ બાજુ ગયો નહોતો. જ્યારે લડાઇની વાત સાંભળી ત્યારે તો ખાસ એ બાજુથી દૂર રહેવા માંડયું, કારણ કે મારે વિષે હજી દુશ્મનને કંઈ જ ખબર પડી નહોતી; અને ખબર ન પડે તેને માટે મારે કાળજી રાખવાની હતી. એ દરમ્યાન બન્ને રાજ્યો વચ્ચેનો વ્યવહાર શહેનશાહે બંધ કરાવ્યો હતો. કોઇ પણ જાતના વહાણને ત્યાં આવવાની મનાઇ હતી.

મેં દુશ્મનનું નૌકાસૈન્ય શી રીતે સર થાય તેની યુક્તિ ઘડી. શહેનશાહને કહી અનુકુળ પવનની રાહ જોતું પહેલી જ તકે ઉપડવાની તૈયારી કરતું દુશ્મનનું નૌકાબળ બંદર પર સજ્જ થઇને પડયું હતું, એવી ખબર અમારા જાસુસો લાવ્યા. મેં પણ તાબડતોબ તૈયારી કરવા માંડી.

ત્યાંના સારામાં સારા વહાણવટી મારફતે ખાડીની ઉંડાઈ જાણી લીધી. ભરદરિયે બરાબર મધ્યમાં ભરતીને વખતે એની ઉંડાઈ સીતેર ગ્લમગ્લફ એટલે છ ફૂટ છે.

બીજા ભાગોમાં વધારેમાં વધારે પચાસ ગ્લમગ્લફ થાય. હું સંતાતો છૂપાતો ઈશાન ખુણાના કિનારા તરફ ગયો. એક ડુંગરીની ઓથે સુતો. મારૂં દુર્બીન કાઢી સામેનો કિનારો તપાસવા લાગ્યો.

દુશ્મનના નૌકાસૈન્યમાં પચાસ ખાસ મોટી મનવારો હતી. બીજાં નાનાં મોટાં વહાણો પણ ઠીક સંખ્યામાં હતાં. ઘેર આવી મેં શહેનશાહની પરવાનગીથી થોડા લોખંડના તાર અને સળીયા મંગાવ્યા. લોખંડનો તાર આપણી સુતળી જેટલો હતો, અને સળીયા આપણા સોયા જેટલા હતા.

મેં ત્રણ તારને સાથે વાળી એક જાડો તાર બનાવ્યો. સળીયાઓને પણ એવી રીતે સાથે વણી એક છેડો વાળી આંકડા જેવો બનાવ્યો. પછી પચાસ આંકડાઓને પચાસ તાર સાથે ભેરવી હું પાછો કિનારા તરફ ગયો.

મારો ડગલો તથા જોડા કિનારા પર કાઢી ભરતી ચઢે તેની અર્ધો કલાક પહેલાં હું પાણીમાં ઉતર્યો. ક્યાં લગી તો હું ઝડપથી ચાલ્યો. મધ્ય દરિયો આવ્યો ત્યાં થોડે દૂર તર્યો, અને પાછી જમીન પગે લાગતાં ચાલ્યો.

અરધા કલાકની અંદર તો લડાઇનાં વહાણ નાંગર્યાં હતાં ત્યાં જઇ પહોંચ્યો. મને આવતો જોઈ દુશ્મનો તો એવા બીધા કે વહાણ છોડી દરિયામાં કુદી પડયા, ને જીવ લઇ કિનારા તરફ તરવા મંડી પડયા !

લગભગ ત્રીસ હજાર માણુસો હતાં. મેં પણ ઝડપથી પેલા આંકડાને વહાણુના આગલા ભાગમાં ભેરવી દીધા, અને પચાસ તારને સાથે બાંધી લીધા.

હું મારૂં કામ કરતો હતો ત્યાં દુશ્મનોએ હજારો બાણોનો વરસાદ મારા પર વરસાવ્યો. એમાંથી ઘણાં બાણો મારા હાથ પર ને મોં પર લાગી ચણુચણુવા લાગ્યાં. મને તો બીક લાગવા માંડી કે રખે મારી આંખોમાં વાગે ને હું આંધળો થાઉં. તાબડતોબ મને જો એક ઉપાય ન સુઝયો હોત તો તો જરૂર હું આંધળો થાત.

મારા કબજાના એક ગજવામાં આગળ કહ્યું તેમ મારી ખાસ અંગત વસ્તુઓ હતી, તે મેં શહેનશાહને સ્વાધીન કરી નહોતી. આમાં મારાં ચશ્માં હતાં. મેં ચશ્મા બહાર કાઢી બરોબર નાક પર ચઢાવી દીધાં. કેટલાંએ બાણો ચશ્માં પર પડયાં, તો પણુ મને કંઇ નુકશાન થયું નહિ, ને મેં મારૂં કામ ચાલુ રાખ્યું.

જ્યારે બધાં વહાણો બંધાઇ રહ્યાં, ત્યારે મેં તેમને સામટાં ખેંચવા માડયાં. પણ એક પણ ત્યાંથી ડગ્યું નહિ, કારણુ કે લંગર વડે એવાં સજ્જડ નાગરેલાં કે ગમે તેટલું ખેંચે પણુ હાલે નહિ.

મેં તો દોરડાં છોડી મારો જાડો ચપ્પુ કાઢયો અને એક પછી એક લંગરને બાંધેલાં દોરડાં કાપી નાખ્યાં.

દુશ્મનોએ ખૂબ બાણો છોડયાં. લગભગ બસો તીર આવીને મારા હાથને તથા મ્હોંને વાગ્યાં. એને ગણુકાયા

વિના મેં પાછાં મારાં બાંધેલાં દોરડાં પકડી મારી પાછળ વહાણોને ઘસડવા માંડયાં.

બ્લેફુસ્કુવાસીઓને મારો હેતુ શું હશે તેનો જરા પણ ખ્યાલ નહોતો, એટલે જ્યારે વહાણોને મારી પાછળ ઘસડાતાં જોયાં ત્યારે એ લોકોને ખૂબ નવાઇ લાગી.

શરૂઆતમાં તો એમને લાગ્યું કે આવી રીતે લંગરનાં દોરડાં કાપી હું વહાણોને ભરદરિયે છૂટાં મૂકી દેવા માગતો હતો કે અથડાઇને નાશ પામે.

પરંતુ જ્યારે વહાણોને હારબંધ ઘસડાતાં જોયાં ત્યારે તો બધાં નિરાશા ને દુઃખની બૂમો પાડવા લાગ્યા.

પહેલાં એક વખત જે શરીરના ઘા રૂઝવવાનો મલમ મને ચોપડયો હતો તે મલમ હું મારી સાથે લાવ્યો હતો. એટલે જેવો હું ભયમુક્ત થયો કે તરત એ મલમ કાઢી મારા હાથે ને મ્હોંએ ઘસ્યો.

પછી મારાં ચશ્માં કાઢી ગજવામાં મૂકયાં, અને ભરતી ઉતરે તેની રાહ જોતો અરધો કલાક લગી ઉભો.

અરધા કલાક પછી મારો જીતેલો કાફલો લઈ હું લીલીપુટ બંદરે પહોંચ્યો.

શહેનશાહ એમના બધા દરબારીઓ સાથે મારૂં પરાક્રમ જોવા કિનારા પર આવી ઉભા હતા. પહેલાં તો એમણે દૂરથી માત્ર અર્ધચંદ્રાકારમાં વહાણોને જ આવતાં જોયાં. મને જોયો નહિ, કારણ હું છાતીપૂર પાણીમાં હતો.

જ્યારે મધ્યમાં આવ્યો ત્યારે તો ગળા લગી પાણી હતાં એટલે મને ન જોવાથી એ લોકો મુંઝવણમાં પડયા.

શહેનશાહે તો નક્કી માની લીધું કે હું ડુબી મુઓ, અને દુશ્મનો ચઢી આવતા હતા. થોડી વારમાં જ મેં એ ચિંતામાંથી એમને મુક્ત કર્યા, કારણ કે જેમ પાણી છાછરાં થવા માડયાં તેમ હું વધારે ઝડપથી એમની તરફ જઇ શકતો હતો. જ્યારે સાંભળી શકે એટલો નજદીક આવી પહોંચ્યો કે મેં જોરથી બૂમ પાડી: " લીલીપુટના મહાન સમ્રાટ ઘણું જીવો !"

શહેનશાહે મને ખૂબ સારો આવકાર આપ્યો. મારાં ખૂબ વખાણ કર્યાં, અને ત્યાં ને ત્યાં મને નૉરર્ડકનો ખીતાબ આપ્યો જે ત્યાં આગળ મોટામાં મોટું માન ગણાય.

મારી ફત્તેહથી શહેનશાહનો લોભ વધ્યો, અને દુશ્મનનાં બીજાં બધાં વહાણો પણ આવી રીતે ઘસડી લાવું એમ ઇચ્છા દર્શાવી.

રાજાઓના લોભને કંઇ થોભ છે ? બ્લેફુસ્કુને રાજ્યનો એક પ્રાન્ત બનાવવાનો, અને પોતાના સુબા મારફતે ત્યાં હકુમત ચલાવવાનો વિચાર પણ શહેનશાહને આવ્યો ! ત્યાં નાસી ગયલા રોટલીખાઉઓનો નાશ કરી ત્યાંના લોકોને પણ પહેલાં ભાત ખાવાની ફરજ પડાવવાનો વિચાર આવ્યો !

પણ મેં ન્યાય અને નીતિના સિદ્ધાંતો સંભળાવી એમને આ લોભ ન કરવા માટે સમજાવ્યા. મેં પોતે તો ચોકખું ને ચટ કહી દીધું કે એક સ્વતંત્ર અને શૂરી પ્રજાને ગુલામીનાં બંધનોથી જકડવામાં હું કોઇ દિવસ પણ સામેલ થાઉં નહિ. જ્યારે મંત્રીમંડળમાં આ બાબત ચર્ચા થઇ ત્યારે એમાંના ડાહ્યા મંત્રીઓ મારી સાથે એકમત થયા.

શહેનશાહના પોનાના રાજકીય વિચારો એવા જૂદા હતા કે આ મારા સ્પષ્ટ શબ્દોથી એમને બહુ જ ખોટું લાગ્યું.

મંત્રીમંડળમાં જ્યારે શહેનશાહે પોતાના વિચારો દર્શાવ્યા ત્યારે જે મારા મતવાળા હતા તે ચૂપ રહ્યા. પણ મારા જે હંમેશના વિરોધીઓ હતા તેમણે તો આ બહાને મને ઉતારી પાડવામાં બાકી જ ન રાખી.

ત્યારથી જ શહેનશાહ અને કેટલાએક મંત્રીઓનું મારી સામે કાવત્રું રચાયું. બે મહિનામાં તો એમણે મારો ઘાટ ઘડી નાખવાની યુક્તિ પણ કરી, અને હું નાશ પણ પામત.

રાજાઓના લોભ અને ઇચ્છાની સામે થઇએ ત્યારે ગમે તેટલી સારી સેવા બજાવી હોય, તે ભૂલી જતાં એમને જરા પણ વાર લાગતી નથી !

મારા પરાક્રમને ત્રણેક અઠવાડિયા થયાં હશે, ત્યાં બ્લેફુસ્કુથી સંધીનું કહેણ લઇ એલચીઓ આવ્યા, ને કોલ-કરારો થયા. તે લીલીપુટના શહેનશાહને વધારે લાભદાયક હતા.

બ્લેફુસ્કુથી છ એલચીઓ પાંચસો માણસના રસાલા સાથે આવ્યા હતા. એમનો નગરપ્રવેશ પણ એમના શહે-નશાહની મોટાઇને છાજતો, અને જે કાર્ય માટે આવ્યા હતા તેનું મહત્વ બતાવતો, દમામદાર હતો.

આ કોલકરારોમાં એમને બહુ નુકશાન ખમવું ન પડે એટલા માટે મેં જે મહેનત કરી હતી તેને લીધે, તથા દરબારમાં મારી કહેવાતી પ્રતિષ્ઠાને લીધે એ નામદારો મારી મુલાકાતે પણ આવ્યા.

મારી બહાદુરી અને ઉદારતાના ખૂબ વખાણુ કરી એમના શહેનશાહ તરફથી મને બ્લેફુસ્કુ જવા આમંત્રણુ કર્યું. મારી શક્તિવિષે પણુ એમણે નવાઇની વાતો સાંભળી હતી તેનું થોડું ઘણું પ્રદર્શન કરવા મને વિનંતિ કરી.

મેં પણુ એમની માગણી કબૂલ રાખી. જતાં જતાં એ નામદારો સાથે મેં પણ સંદેશો કહેવડાવ્યો કે: 'મારી તરફથી તમારા જગપ્રસિદ્ધ શહેનશાહને મારી સલામ સાથે કહેજો કે મારે દેશ જતાં પહેલાં હું જરૂર ત્યાં આવી જઇશ.'

જ્યારે હું લીલીપુટના શહેનશાહને ફરી મળ્યો ત્યારે મેં બ્લેફુસ્કુ જવા માગણી કરી. એમણે પણુ રજા આપી તો ખરી, પણુ ઘણા જ કમને.

પહેલાં તો મને સમજ ન પડી, પણુ પછીથી ખબર પડી, કે ફ્લીપનેપ અને બોલગોલેમે મારી એલચીઓ સાથેની મુલાકાત વિષે શહેનશાહના કાન ખૂબ ભંભેર્યા હતા. રાજ્ય ખટપટનો મને કોઇ દિવસ અનુભવ નહોતો તે આ પહેલી જ વાર થયો.

***

## પ્રકરણ ૧૩ મું

## લીલીપુટવાસીઓની રહેણીકરણી

આ દેશના લોકો જેમ વહેંત જેટલા—છ ઇંચ ઉંચા—છે તેમ પ્રમાણમાં અહીંનાં જાનવરો તેમ જ ઝાડપાન વગેરે પણ રમકડાં જેટલાં નાનાં નાનાં છે.

ઉંચામાં ઉંચા ઘોડાઓ તેમ જ બળદો ચાર પાંચ ઇંચ હશે. ઘેટાં બકરાંઓ દોઢ ઇંચ. એમનાં પક્ષીઓ પણ પ્રમાણમાં બહુ જ નાનાં સરખાં.

ત્યાંની બતકો આપણી ચકલીથીએ ઘણી નાની. એમની ચકલીઓ આપણાં પતંગીયાં જેવડી. ત્યાંનાં જંતુઓ તો મારી આંખે દેખાય જ નહિ એટલાં ઝીણાં. એ લોકોની આંખો જે દેખી શકે તે મારાથી તો દેખાય જ નહિ, પણ જેટલું દૂર આપણે જોઇ શકીએ એટલું દૂર એ લોકોથી ન દેખાય.

એક નાનકડી છોકરીને મારાથી અદૃશ્ય એવી સોયમાં એવો જ અદૃશ્ય દોરો પરોવતી જોવાની એક વખત મને બહુ જ મજા પડેલી.

આંખો કેટલીએ ચોળું, પણ સોય કે દોરો મારાથી તો દેખાય જ નહિ ! એ દેશનાં ઉંચામાં ઉંચાં ઝાડો સાત ફૂટ ઉંચાં હશે.

દરબારી બાગમાં આવાં ઝાડો ખૂબ હતાં. હું તો સહેજે હાથ ઉંચો કરૂં એટલે એની ટોચને અડકી શકું. આપણી ખાવાની શાકભાજી ત્યાં કેટલી સૂક્ષ્મ હશે તેનો ખ્યાલ બાળકો કરી લેશે.

એ લોકોના જ્ઞાન વિષે હું ખાસ કહેવા માગતો નથી. દરેક દિશામાં એમણે પ્રગતિ કરી છે.

એ લોકોની લખવાની રીત બહુ વિચિત્ર હોય છે. આપણી માફક કે યૂરોપીયનોની માફક ડાબીથી જમણી બાજુ એ લોકો લખતા નથી. અરબી તેમ જ ફારસીની માફક જમણી બાજુથી ડાબી બાજુ પણ નહિ; કે ચીનાઓની માફક ઉપરથી નીચે પણ નહિ. પરંતુ એમની લિપી આડી એક ખુણેથી સામે ખુણે લખાય છે !

ત્યાં માણસ મરણ પામે એટલે શબને ઉંધે માથે બાળવામાં આવે છે. એ દેશમાં એવી માન્યતા છે કે સ્વર્ગ પૃથ્વીની નીચે પાતાળમાં આવેલું છે ! આપણાં દેશમાં ઉંચે જવાનું શ્રેષ્ઠ મનાય તેમ ત્યાં નીચી ગતિ શ્રેષ્ઠ મનાય !

આવી રીતે ઉંધે માથે બાળવાથી લોકો સ્વર્ગમાં જાય એવી માન્યતા છે. પંડિતો તો આ વિચારને હસી કાઢે છે. પણ અજ્ઞાન લોકોને એમાં શ્રદ્ધા છે, એટલે એ રિવાજ ચાલ્યા કરે છે.

એ દેશમાં ચાડી ખાનારાઓને સખત શિક્ષા થાય છે. આરોપી પોતાનું નિર્દોષપણું સાબીત કરે તો તહોમત મૂકનારને મોતની શિક્ષા થાય છે, અને એની માલ મિલ્કત-

માંથી દોષમુક્ત માણસને એનો વખત બગાડવા માટે, ને કેદખાનાની હાડમારી ભોગવવી પડી તેને માટે, ચાર ઘણી નુકશાની ભરી આપવી પડે છે.

તહોમતદાર પાસે પૈસો ન હોય તો રાજ્ય આપે છે. એ માણસને શહેનશાહ માનઅકરામથી પણ નવાજે છે. અને આખા શહેરમાં ઢંઢેરો પીટાવી એનું નિર્દોષપણું જાહેર કરવામાં આવે છે.

એ દેશમાં ચોરી કરતાં છળકપટને વધારે મોટો ગુન્હો ગણવામાં આવે છે, અને એને માટે મોતની શિક્ષા ફરમાવવામાં આવી છે. આ લોકોનું એવું માનવું છે કે કાળજી રાખી હોય તો ચોરો સામે રક્ષણ થઇ શકે; પણ કપટી માણસની લુચ્ચાઇ સામે પ્રમાણિકતા ફાવી શકતી નથી.

ખાસ કરીને વેપાર યા તો લેણદેણ કરવાની હોય, અને મોટે ભાગે હુંડી પર વેપાર ચાલતો હોય ત્યાં જો આવી શિક્ષા વિશ્વાસઘાતીઓને માટે રાખવામાં ન આવે તો બિચારા પ્રમાણિક માણસના તો ભોગ જ લાગે.

એક વખત એક ગુન્હેગાર પોતાના શેઠની હુંડીના પૈસા લઇ નાસી ગયો હતો, એના બચાવમાં મેં શહેનશાહ આગળ અરજ કરી કે એ ગુન્હો એટલો મોટો નહોતો કે એને માટે મોતનો દંડ કરી શકાય.

આ સાંભળી બધાને બહુ જ નવાઇ લાગી. આવા ભયંકર ગુન્હા માટે હું માફીની અરજ કરૂં તે એ લોકોને બહુ વધારે પડતું લાગ્યું. હું પણ ખરેખર તો શરમાયો; જો કે મેં જવાબમાં કહ્યું કે દેશ દેશના રીવાજ જૂદા જૂદા હોય.

સારા કામનો બદલો આપવો ને ખરાબ કામની શિક્ષા કરવી એ રાજ્યધર્મ તો શું પણ ઇશ્વરી ધર્મ મનાય છે. આ સૂત્ર મેં બીજે કોઇ ઠેકાણે અમલમાં મૂકાતું જોયું નહોતું, પરંતુ લીલીપુટમાં એ અક્ષરે અક્ષર પળાય છે.

જો કોઇ એમ સાબીત કરી આપે કે તોંતેર ચાંદ્ર માસ દરમ્યાન એણે રાજ્યના કાયદા વફાદારીથી પાળ્યા છે, તો તેને એની સ્થિતિ પ્રમાણે રાજ્ય તરફથી બક્ષીસો મળે.

આને માટે રાજ્ય તરફથી એક મોટી રકમ અલગ રાખવામાં આવી છે. એ માણસને સીલપાલ–રાજ્યરત્ન–નો ખીતાબ એનાયત કરવામાં આવે છે.

એ લોકોએ જ્યારે સાંભળ્યું કે આપણા દેશમાં કાયદાઓ દંડની બીકે પળાવવામાં આવે છે–બક્ષીસ વડે નહિ–ત્યારે આપણી રાજ્યનીતિ એ લોકોને બહુ જ ખોડભરેલી લાગી.

એ દેશની અદાલતોમાં ન્યાયની મૂર્તિ મૂકાય છે તેને છ આંખો હોય છે. બે આગળ, બે પાછળ, અને એક એક બન્ને બાજુમાં. ન્યાય બધી બાજુથી જોઇ શકે છે એવો એનો અર્થ થાય છે.

એ મૂર્તિના એક હાથમાં સોનામહોરથી ભરેલી કોથળી હોય છે, ને બીજા હાથમાં મ્યાનમાં રાખેલી તરવાર હોય છે,–તે એવું બતાવવા કે દંડ કરતાં બક્ષીસ આપવામાં ત્યાંના લોકો વધારે માને છે.

સરકારી નોકરોની ચુંટણીમાં પણ આવડત કરતાં નીતિ પર વિશેષ લક્ષ અપાય છે. જનસમાજને રાજ્યની જરૂર છે જ, અને રાજ્યને લોકોની જરૂર છે. સાધારણ બુદ્ધિનો માણસ

પણ કોઇ ને કોઇ કામ માટે સરજાયો છે જ, એવી એમની માન્યતા છે.

વિધિએ રાજ્યશાસ્ત્ર માત્ર થોડા અલૌકિક બુદ્ધિનાં માણસો જ સમજી શકે એવું અદ્ભુત ઘડયું નથી. વળી આવાં અલૌકિક બુદ્ધિનાં માણસો એક યુગમાં તો થોડાં જ જન્મે છે.

સત્યપ્રિયતા, ન્યાયપ્રિયતા, વગેરે ગુણો દરેક માણસ કેળવી શકે. આ ગુણોને અમલમાં મૂકવાની ટેવ, અનુભવ અને સદ્‌હેતુ એ કોઇ માણસને પોતાના દેશની સેવા–જ્યાં કોઇ ખાસ પ્રકારના જ્ઞાનની જરૂર ન હોય એવી સેવા–બજાવવાને લાયક બનાવી શકે.

આવા સદ્‌ગુણો ન હોય, માત્ર બુદ્ધિ જ વધારે પ્રમાણમાં ખીલેલી હોય, તેવા માણસને કામ સોંપવામાં એ લોકો નુકશાન જ માને છે. સદ્‌ગુણી માણસથી અજ્ઞાનતામાં ભૂલ થાય તેનાંથી જે નુકશાન થાય તેના કરતાં એક હોંશીયાર માણસ ખરાબ દાનતથી ભૂલ કરી પોતાની ભૂલ હોંશીયારીથી ઢાંકીને કરે તેમાં વધારે નુકશાન થાય.

ઇશ્વરમાં ન માનનારને પણ આવી રાજ્યની નોકરીમાં દાખલ કરતા નથી. રાજાઓ ઇશ્વરના અંશ મનાય છે, એટલે લીલીપુટવાસીઓના મત પ્રમાણે જે ઇશ્વરમાં જ ન માને તે પછી એના અંશ–રાજામાં–શી રીતે માની શકે ?

મેં જે ઉપર પ્રમાણે કાયદાઓ અને માન્યતાઓ કહી તે એના અસલ રૂપમાં. સારામાં સારી સંસ્થાઓ પણ માણસોને હાથે કેટલી બગડે છે ! તેમ આવા સારા કાયદાઓ

છતાં હવે લીલપુટમાં રાજ્યની નોકરી દોરડા પર નાચવાથી કે ઉંચે કુદવાથી મળે છે !

આ રીત હાલના શહેનશાહના દાદાના વખતથી દાખલ કરવામાં આવી હતી; અને હવે તો રાજ્યદ્વારી પક્ષાપક્ષીને લીધે, અને તેથી ઉભી થતી અનેક ખટપટોને લીધે ઘર ઘાલીને બેઠી છે.

કૃતઘ્નતાને એ દેશમાં મોતને લાયક ગુન્હો ગણવામાં આવે છે. જે માણસ ઉપકારનો બદલો અપકારમાં વાળે છે તે આખી માનવજાતિનો શત્રુ છે, કારણ જેણે ઉપકાર કર્યો છે તેની સામે જે માણસ નગુણો બને તે માણસ બીજા લોકો જેની સાથે કંઇ લેવાદેવા નથી તેનું સારૂં શી રીતે કરી શકે ? આવો માણસ મોતને જ લાયક ગણાય.

માબાપ અને બાળકો વચ્ચેનો સંબંધ પણ આપણા દેશ કરતાં જૂદી જાતનો છે. આ લોકોના મત પ્રમાણે માબાપને પોતાનાં બાળકોની કેળવણી સોંપવી હાનિકારક લાગે છે. એટલે દરેક શહેરમાં બાળગૃહો સ્થાપ્યાં છે. મજૂર લોક અને સાધારણ ગરીબ વર્ગ સિવાયના બધાં માબાપો પોતાના બાળક બાળકીઓને આવાં બાળગૃહોમાં મોકલે છે. આવાં બાળગૃહો દરેક વર્ગનાં બાળકોને અનુકૂળ રાખવામાં આવે છે.

દરેક બાળકને પોતાના માબાપના હોદ્દાને અને સ્થિતિને અનુકૂળ શિક્ષણ અપાય છે. બાળક તેમ જ બાળકીઓનાં ગૃહો જૂદાં જૂદાં હોય છે.

બાળકગૃહોમાં મોટા પંડિતોને રાખવામાં આવે છે. તેમની સાથે બીજા પણ મદદનીશો હોય છે. આ ગૃહોમાં

કપડાં તેમ જ ખોરાક સાદાં હોય છે. બાળકને સ્વમાન, ન્યાયપ્રિયતા, શૌર્ય, નિરાભિમાન, દયા, ધર્મ, અને સ્વદેશ પ્રેમના પાઠો શીખવવામાં આવે છે.

ખાવા પીવા તથા સુવાનો વખત ઘણો થોડો રાખવામાં આવે છે. બે કલાક અંગ કસરત સિવાયનો બધો વખત કંઇ ને કંઇ કામ કરવામાં જાય છે.

ચાર વર્ષના થાય ત્યાં લગી બાળકોને નોકરો કપડાં પહેરાવે છે. પછી પોતાની મેળે જ પહેરવાનાં. બાળકો ગમે તેટલા મોટા ઘરના હોય તો પણ એ જ કાયદો. માત્ર ઘરડી સ્ત્રી–નોકરો ત્યાં ઉપલક કામને માટે રાખવામાં આવે છે.

બાળકોથી નોકરો સાથે વાતચીત થઇ શકતી નથી. કોઇને કોઈ શિક્ષકની દેખરેખ નીચે બાળક હોય જ, એટલે હલકા નોકરોની સોબતથી આપણા દેશમાં જે કુટેવો પડે છે તેનાથી આ લોકો મુક્ત હોય છે. માબાપો પોતાનાં બાળકોને વર્ષમાં બે જ વાર મળી શકે છે, અને જતી વખતે જ બાળકને ચુમી શકે છે. બાકી માબાપોથી બીજાં કાંઇ ખોટાં લાડ થઈ શકતાં નથી. બાળકને માટે રમકડાં, મીઠાઇ, કે એવી કોઇ પણ ચીજ લાવવા દેવામાં આવતી નથી.

દરેક માબાપ પાસેથી બાળક દીઠ અમુક રકમ રાજ્ય લે છે. વેપારી વર્ગ તેમ જ અન્ય કામગાર વર્ગનાં બાળકોને માટે પણ આવી જાતનાં બાળગૃહો હોય છે. ફેર એટલો કે આ વર્ગનાં બાળકોને અગીયારમે વર્ષે કામ શીખવા બાળગૃહમાંથી રજા આપવામાં આવે છે, જ્યારે ઉપલા વર્ગનાં બાળકો પંદર વર્ષ (આપણે ત્યાં એકવીશ વર્ષ ગણાય) નાં થાય ત્યાં લગી બાળગૃહમાં રહી શકે છે.

બાળકીઓના ગૃહમાં પણ બાળક જેવું જ શિક્ષણ અપાય છે. ફેર એટલો કે કપડાં પહેરાવવા એમને માટે નોકરાણીઓ હોય છે.

આ નોકરાણીઓ પણ જો ગમે તેવી વાતો કહી બાળાઓને બીવરાવે તો તેમને શહેરની જાહેર જગ્યાએ ચાબુકે ચાબુકે મારવામાં આવે છે; એક વર્ષ લગી કેદ કરવામાં આવે છે; અને ઘણી વાર દેશનિકાલ પણ કરવામાં આવે છે. એટલે અહીંની સ્ત્રીઓ પણ પુરૂષના જેટલી જ બહાદુર અને ભણેલી હોય છે. તેઓ શરીરને ખોટું ખોટું શણગારવામાં માનતી નથી. ભણતર પણ પુરૂષો કરતાં જૂદું હોતું નથી. ફક્ત અંગ કસરત પુરૂષોના જેટલી કઠણ હોતી નથી, અને થોડું ગૃહશિક્ષણનું જ્ઞાન વધારામાં શીખવાતું હોય છે.

અહીંઆં એક કહેવત કહેવાય છે કે જુવાની હંમેશા રહેતી નથી. માટે સ્ત્રીએ આનંદી સોબતી થતાં શીખવું. જ્યારે બાળકી બાર વર્ષની થાય ત્યારે પરણવા લાયક ગણાય છે, એટલે માબાપો આવીને એને ઘેર તેડી જાય છે. જતી વખતે શિક્ષકોનો ખૂબ સારા શબ્દોમાં ઉપકાર માનવામાં આવે છે.

નીચલા વર્ગની બાળકીઓને એમની સ્થિતિ પ્રમાણે શિક્ષણ અપાય, અને બીજે કામ શીખવા રહેવાનું હોય એટલે સાતમે વર્ષે ત્યાંથી જવાની રજા મળે છે.

ઉપર કહ્યું તેમ માબાપોને બાળક દીઠ પોતાની આવકમાંથી રાજ્યને આપવું પડે; કારણ કે લીલીપુટવાસીઓની

માન્યતા છે કે છોકરાં પેદા કરી બીજાંના પર એમના પોષણનો ભાર નાખવો એના જેવું અધમ કંઈ નથી.

મજૂરવર્ગ અને ખેડૂત વર્ગનાં બાળકો એમને ઘેર જ ઉછરે, કારણ કે એમનો ધંધો મજૂરીનો તથા ખેતીનો. એ ઘેર રહીને પણ શીખી શકાય.

એ લોકોને ત્યાં રોગીઓને માટે તથા ઘરડાંઓ માટે દવાખાનાંઓ તેમ જ આશ્રમો છે. ભીખ માગવાની એ દેશમાં સખત મનાઇ છે.

***

## પ્રકરણ ૧૪ મું:

## મારી રહેણીકરણી

હું એ દેશમાં ઠીક દમામથી રહેતો. ત્યાંના સરકારી જંગલોમાંથી મોટાંમોટાં ઝાડ કાપી મારે માટે મેં એક ખુરશી તથા મેજ બનાવ્યાં હતાં. મારાં કુડતાં સીવવાને માટે ત્રણસો દરજણો કામે લાગી હતી.

દરજણોએ મારૂં માપ બહુ વિચિત્ર રીતે લીધું. મારે જમીન પર ચત્તાપાટ સુવું પડયું. પછી એક જાડી દોરડીનો છેડો પકડી એક દરજણ મારા ગળા પર ઉભી, અને બીજી બીજો છેડો પકડી મારા ઘુંટણ પર ઉભી રહી. પછી ત્રીજી દરજણે આવી એક ઇંચ જેટલી લાંબી પટ્ટીથી દોરડીના બે છેડાનું અંતર માપ્યું.

પછી મારા જમણા પગના અંગુઠાનું માપ લીધું. એ ઉપરથી બીજું માપ ગણી કાઢયું. અંગુઠાથી બેવડું હાથના કાંડાનું; એથી બેવડું ગળાનું; અને એથી બેવડું કમરનું! મારૂં કુડતું એ પ્રમાણે એ લોકો સીવી લાવ્યાં.

દરજીઓને માપ લેવું વધારે અઘરૂં લાગ્યું. મારે ઘુંટણ

પર ઉભા રહેવું પડયું. પછી નીસરણી મૂકી એક દરજી મારા ખભા પર ચઢયો, અને ત્યાંથી દોરડું જમીનને અડકે એમ નાખ્યું.

આ રીતે ડગલાની લંબાઇનું માપ લીધું. કમર તેમ જ ગળાનું માપ મેં જ લઇ આપ્યું.

મારાં કપડાં પણ મારા રહેવાના મકાનમાં બેસીને જ તૈયાર કર્યાં, કારણ કે મારાં કપડાંને માટે જોઇતી બધી સામગ્રી, લુગડાંના તાકા, વગેરે એમના નાનકડા ઘરોમાં તો માય જ નહિ.

કપડાં જ્યારે તૈયાર થયાં ત્યારે ખૂબ સાંધાસાંધાવાળાં –થીંગડાં માર્યાં હોય તેવાં–હતાં, કારણ કાપડનો પનો નાનો એટલે એ બિચારાં શું કરે?

મારી રસોઇ તૈયાર કરવાને ત્રણસો રસોઇઆઓની જરૂર પડતી. એ લોકોને માટે ખાસ મંદિરની આસપાસ કોટડીઓ બાંધવામાં આવી હતી.

ખાવાપીવાનું લઇ સો નોકરો મને પીરસવા આવતા. કુવામાંથી પાણી કાઢીએ તેમ ઘરેડી વડે હું સૌને એક સામટો દોરડા વડે ખેંચી મારી મેજ પર લાવતો.

મને ખાતો જોવાની એ લોકોને હંમેશાં મજા પડતી. મને ખાતો જોવાની એક દિવસ શહેનશાહને પણ ઇચ્છા થઇ. અમુક દિવસે પોતે શહેનશાહબાનુ તેમ જ રાજકુટુંબ મારી સાથે જમવા આવશે એમ કહેવડાવ્યું.

મેં તો આખા રાજકુટુંબને એમના રસાલા સાથે મારી મેજ પર બેસાડયા. ફ્લીપનૅપ ખજાનચી મને ખાતો જોઇ બહુ જ કટાણું મ્હોં કરવા લાગ્યો. એ જોઇ એને ખાસ

ચીઢવવા મેં પણ રોજ કરતાં વધારે ખાધું, અને મારા ખાઉધરાપણાથી બધાંને અજાયબીમાં ગરક કર્યાં.

ફ્લીપનૅપ બહારથી તો મારી સાથે ઘણું સારૂં રાખતો, પણ અંદરખાનેથી મારો કટ્ટો દુશ્મન હતો, આ મુલાકાત પછી તો એણે મારે માટે શહેનશાહના કાન ખૂબ જ ભંભેરવા માંડયા.

મારે લીધે શહેનશાહને બહુ ખર્ચ થતો હતો, તથા તીજોરીમાં પૈસા ખૂટવા આવ્યા હતા, વગેરે વગેરે કહી પહેલી તકે જ મને દેશપાર કરવાને તે મથતો હતો.

***

# પ્રકરણ ૧૫મું

## રાજ્યખટપટ

સુરતમાં હતો ત્યારે કોઇ દિવસ રાજાઓના કે નવાબોના સમાગમમાં આવ્યો નહોતો, એટલે રાજ્યખટપટથી હું તદ્દન અજાણ હતો. આવી ખટપટોનો અનુભવ આ રીતે થશે એ સ્વપ્ને પણ મને ખ્યાલ નહોતો.

હું બ્લેકુસ્કુ જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં એક દિવસ એક મોટો સરદાર, જેને શહેનશાહની એના પર ઇતરાજી થઇ હતી ત્યારે મેં બચાવી લીધો હતો, તે મને છૂપી રીતે પાલખીમાં બેસી મળવા આવ્યો.

નામઠામ જણાવ્યા વિના એણે અંદર આવવાની રજા માગી. પાલખીવાળાઓ પાસેથી આખી પાલખી જ લઇ મેં ગજવામાં મૂકી. પછી અંદર જઇ બારણાં વાસ્યાં અને નોકરોને કહ્યું કે કોઇ આવે તો કહેજો કે તબીયત નાદુરસ્ત હોવાથી હું સુઇ ગયો છું.

નોકરના ગયા પછી પાલખીને ગજવામાંથી કાઢી મેજ ઉપર મૂકી. હું પણ ખુરશી પર બેઠો.

સાહેબજી સલામ કર્યા પછી એમનો ચિંતાતુર ચહેરો

જોઇ મેં કારણ પૂછયું. મારા મિત્રે મને નીચેની હકીકત ધીરજથી સાંભળવા કહ્યું :

"કેટલાક દિવસથી મંત્રીમંડળની ખાનગી બેઠકો તમારે વિષે વિચાર ચલાવવા મળે છે. આખરે શહેનશાહ કંઇ નિશ્ચય પર આવ્યા હોય એમ લાગે છે. તમને ખબર હશે કે સ્કાઇરેશ બોલગોલેમ–ગોલબેટ અથવા જળપતિ તમે આવ્યા તે દિવસથી જ તમારી પર વેર રાખે છે. શરૂઆતમાં તો એને શું કારણ હશે તે કોણે જાણે, પણ જ્યારથી બ્લેફુસ્કુનાં વહાણો તમે પકડી લાવી એ દેશને હરાવ્યો ત્યારથી જળ-પતિ તરીકેની એની કીર્તિ ઓછી થઇ, એટલે તમારા પર અદેખાઇને લીધે વેર વધ્યું છે.

"એની સાથે મળી જવામાં મુખ્ય ખજાનચી ફ્લીપ-નેપ, સેનાપતિ લીમટોક, ખાનગી કારભારી લાલકોન અને ન્યાયાધીશ બાલપરૂ વગેરે લોકો તમારીપર રાજદ્રોહનું તહોમત મૂકવા માગે છે. તે સાથે બીજાં પણ અનેક આળ ચઢાવવા ધારે છે. મારા પર તમે જે ઉપકાર કર્યો હતો તેના બદલામાં જીવના જોખમે હું તમને ચેતવવા આવ્યો છું."

મારીપર જે તહોમતો મૂકવામાં આવ્યાં હતાં તેની નકલ પણ સરદારે મને બતાવી. તહોમતો નીચે પ્રમાણે હતાં:—

"૧ લું—આ મનુષ્ય પહાડે બ્લેફુસ્કુનું નૌકાસૈન્ય પકડી આણ્યા પછી, જ્યારે નામદાર શહેનશાહે તેને બીજાં વહાણો પકડી આણવાનો હુકમ કર્યો કે જેથી આ દુશ્મન દેશ આપણા દેશનો એક પ્રાંત બને, ને આપણા સુબા મારફતે ત્યાં હકુમત ચલાવી શકાય, તથા

ત્યાં રહેતા રોટલીખાઉઓને પકડી આણી આ જૂના વિચારમાંથી મુક્ત કરવાનું બની શકે, ત્યારે નિર્દોષ લોકોની સ્વતંત્રતા છીનવી નહિ લઉં એમ બહાનું કાઢી એણે નામદારના ફરમાનનો ઇનકાર કર્યો.

" ૨ જું–જ્યારે એ દેશના એલચીઓ સંધી કરવા આવ્યા ત્યારે દુશ્મન રાજ્યના એલચીઓ છે એ જાણ્યા છતાં એમની સાથે હળીમળી એમના વિચારોને પુષ્ટી આપવાનો પ્રયત્ન કર્યો.

" ૩ જું–આ મનુષ્ય પહાડ વફાદાર પ્રજાને ન છાજે તેમ બ્લેફુસ્કુ જવાની તૈયારી કરી રહ્યો છે. એ માટે એણે નામદાર શહેનશાહની માત્ર મ્હોંની પરવાનગી લીધી છે. નામદાર શહેનશાહની ના મરજી છતાં એ આવી રીતે જાય છે એ બતાવી આપે છે કે દુશ્મન સાથે એ મળી જવા માગે છે."

બીજાં પણ કારણો આપ્યાં હતાં. પણ આ ત્રણ મુખ્ય હતાં.

" નામદાર શહેનશાહે જ્યારે આ તહોમતો સાંભળ્યાં," મારા મિત્રે આગળ ચલાવ્યું, "ત્યારે તેમણે તમારી તરફદારી કરી, અને તમે જે સેવાઓ બજાવી હતી તે કહી સંભળાવી. પરંતુ ખજાનચી તેમ જ જળપતિ બેમાંથી એકે તાબે થયા નહિ.

" એ લોકોની ઇચ્છા એવી છે કે તમારા ઘરને રાતના આગ લગાડી તમને ઘાતકી રીતે બાળી નાખવા.

" સેનાપતિ એક હજાર માણસો સાથે તમારા ઘરને

ઘેરો ઘાલે એટલે તમે બળતા ઘરમાંથી નાસવાનો પ્રયત્ન કરો તો તમને બાણો વડે વીંધી નાખી ઘાયલ કરે.

‘વળી બીજાએ એવી પેરવી બતાવી કે તમારા નોકર પાસે તમારા પહેરણને ઝેરી રસમાં બોળીને ધોવાડે એટલે તમે જ્યારે પહેરો ત્યારે શરીર પર ઝેરી અસર એવી થાય કે તમને ચામડી ઉખેડી નાખવાનું મન થાય. સેનાપતિનો પણ એ જ અભિપ્રાય હતો, એટલે બહુમતી તમારી સામે હતી. શહેનશાહને તમારો જીવ લેવાનો વિચાર નહોતો, એટલે એમના ખાનગી મંત્રીને આ પેરવી સામે મત આપવા સમજાવ્યો.

“રેડ્રેસાલ તમારો મિત્ર થાય છે, અને શહેનશાહનો અંગત મંત્રી છે. તેણે પોતાનો અભિપ્રાય આપી મિત્રપણું બજાવ્યું. તમારી સેવા તેમ જ શહેનશાહની દયાળુતા એ બન્નેને ધ્યાનમાં રાખી એણે તમારો જીવ ન લેવાની ભલામણ કરી. પરંતુ દરેક પક્ષ સંતોષાય અને ન્યાય બરોબર થાય માટે તમારી આંખો ફોડી નાખવી એમ જણાવ્યું

“આંખ ફોડવાથી તમારૂં જોર તો કાયમ રહેશે જ. તેથી તમે શહેનશાહને ઉપયોગી થઇ પડશો. ખાસ કરીને અંધાપો હિંમત વધારે છે, કારણ ભય જોઇ શકાતો નથી.

“શત્રુનું નૌકાબળ જીતી લાવ્યા તે વખત તમારી મોટી બીક આંખ ખોવા માટેની હતી. આંખ ખોયા પછી તમારે રાજમંત્રીઓની આંખે જોવું પડશે. રાજાઓ પણ કયાં એમની આંખોએ જોતા નથી ?

“આ વિચાર બીજા સભ્યોને ગમ્યા નહિ. બોલગોલેમ

તો ખૂબ જ ગુસ્સે થયો, અને બોલ્યો કે એક રાજદ્રોહીનો જીવ બચાવવાની રાજમંત્રી હિંમત જ કેમ કરી શકે? જે સેવાઓ તમે બજાવી છે તે ખરેખર તો તમારો ગુન્હો જ પુરવાર કરે છે. જે બળ વડે તમે દુશ્મનનો દરિયાઇ કાફલો ખેંચી લાવ્યા તે જ બળ વડે તમને કંઇ અણુપરવડતું થતાં એ કાફલો પાછો એ ખેંચી જાઓ.

"તમે રોટલીખાઉ છો એમ એ લોકોનું માનવું છે. માણુસનો દ્રોહ શરૂઆતમાં હૃદયમાં હોય પણ બહારના કૃત્યમાં ન જણાય માટે તમારો દ્રોહ કૃત્યમાં મૂકી શકો તે પહેલાં જ તમારો નાશ કરવો ઘટે.

"ખજાનચીનો પણ એ જ મત હતો. એની દલીલ એવી હતી કે તમારા આવ્યા પછી સરકારી તીજોરીમાં પૈસા ઓછા થવા માંડયા હતા. તમારી પર ખર્ચ એટલો કરવો પડે છે કે ચાલતે દહાડે તીજોરી ખાલી થાય. રાજમંત્રીની ભલામણ અમલમાં મૂકી તમારી આંખ ફોડી નાખ્યાથી તો ઉલટો ખર્ચ વધશે.

"પતિતપાવન શહેનશાહ અને મંડળની તમારા ગુન્હા વિષે તો સંપૂર્ણ ખાતરી થઇ હતી, અને એ જ આધારે તમને મારી નાખવાને કાયદાના બીજા પુરાવાની જરૂર નહોતી.

"શહેનશાહનો તો તમને મારી નાખવાનો જરાએ હેતુ નથી, એટલે એમણે જણાવ્યું કે મંત્રીમંડળનો એવો મત થાય કે માત્ર આંખ ફોડવાથી જોઇએ તેટલી શિક્ષા થતી નથી તો બીજી કયી શિક્ષા થઇ શકે તે જણાવવું.

"રાજમંત્રી ખજાનચીને જવાબ આપતાં બોલ્યા કે

અત્યારે તમારા પર જે ખર્ચ થાય છે તે ધીમે ધીમે ઓછો કરી તમારૂં ખાવાપીવાનું દહાડે દહાડે ઓછું કરી નાખવું. આથી તમે દિવસે દિવસે નબળા પડી આખરે મરી જાઓ. તમારૂં શબ પણ હલકું થઇ જાય એટલે એની વ્યવસ્થા કરવી ફાવે.

"તમારા મોત પછી પાંચ છ હજાર પ્રજાજનો તમારા શરીર પરનું માંસ કાપી કાપીને ગાડામાં નાખી દૂર લઇ જઇ બાળી નાખે, એટલે કોઇ જાતનો રોગ પણ ફાટી ન નીકળે. તમારૂં હાડપીંજર તો એક અજાયબીની ચીજ તરીકે સંગ્રહસ્થાનમાં મૂકી શકાય.

"આખરે રાજમંત્રીની આ સૂચના માન્ય થઇ. તમને ધીમે ધીમે ભૂખે મારવાની યોજના ખાનગીમાં રાખવાનો ઠરાવ થયો છે. પરંતુ તમારી આંખો ફોડી નાખવાનો ઠરાવ તો દફતરમાં નોંધવામાં આવ્યો છે. એની સાથે બોલગોલેમનો વિરોધ પણ નોંધાયો છે, કારણ કે એ તો તમને મારી નાખવા જ માગે છે.

"ત્રણ દિવસ પછી તમારો મિત્ર અહીં આવી તમારા પર જે તહોમત મૂકાયું છે તે વાંચી સંભળાવશે.

"તમારા પર દયા લાવી મોતને બદલે માત્ર આંખ જ ફોડી નાખવાનો શહેનશાહે હુકમ કર્યો છે તે હુકમને સાભાર તાબે થવાનું તમને કહેશે. શહેનશાહના વીસ વાઢકાપ કરનારા વૈદ્યો આ વાઢકાપ બરોબર પાર ઉતરે તેને માટે તમારી તહેનાતમાં હાજર રહેશે.

"આ બાબત તમને જે યોગ્ય લાગે તે પગલાં લેશો.

મારે તો કોઇને શક ના આવે તેમ જેટલી છૂપીથી આવ્યો છું તેટલી જ છૂપીથી જતા રહેવું જોઇએ.”

સરદાર સાહેબના ગયા પછી મને તો અનેક વિચારો આવવા લાગ્યા.

આ દેશમાં એક રિવાજ હતો કે, (–આ રિવાજ થોડાં વર્ષો થયાં જ દાખલ થયો હતો–) જ્યારે જ્યારે મંત્રીમંડળ શહેનશાહને ખુશ કરવા કે પછી શહેનશાહના કોઇ માનીતાનું મન રાખવા કોઇને પણ ક્રુર શિક્ષા ફરમાવે ત્યારે શહેનશાહ મંત્રીમંડળ આગળ પોતાની જગજાહેર દયાળુતા અને નરમાશ વિષે મોટું ભાષણ કરે! આ ભાષણ આખા રાજ્યમાં છપાય. શહેનશાહની જેમ વધારે પ્રશંસા કરવામાં આવે તેમ આરોપીની નિર્દોષતા વધારે અને શિક્ષા પણ વધારે ક્રુર!

હું પોતે ખુશામતીયો દરબારી નહોતો એટલે આવી દરબારી રીત સમજતો ન હતો. મને જે શિક્ષા ફરમાવવામાં આવી હતી તે નરમને બદલે મને તો બહુ જ નિર્દય લાગી.

વિચાર થયો કે લાવ, સામો થાઉં. એક ક્ષણમાં તો હું રાજનગરનો નાશ કરી શકું. આખા રાજ્યના તો મારા બળ આગળ હિસાબ જ શા? પણ બીજી પળે મારી પ્રતિજ્ઞા યાદ આવી, અને શહેનશાહે કાઢેલા ઉદ્‌ગારો યાદ આવ્યા.

આખરે હું એક નિશ્ચય પર આવ્યો. શહેનશાહે મને બ્લેફુસ્કુ જવાની પરવાનગી આપી હતી. ત્રણ દિવસ થઇ જાય તે પહેલાં મેં પણ ખાનગી કારભારીને કાગળથી જણાવી દીધું કે બ્લેફુસ્કુ જાઉં છું.



એનાં કપડાં ઉતારી...દોરડાં કાપી હું દરિયામાં પડી એને ખેંચીને ચાલ્યો. —પાંન ૭૭

પછી જવાબની રાહ જોયા વિના જ હું તો જ્યાં દરિયાઈ કાફલો પડયો હતો તે તરફ ગયો. એક મનવારને પકડી એમાં કપડાં ઉતારી, ઓઢવાનું નાખી એનાં દોરડાં કાપી હું દરિયામાં પડી એને ખેંચીને ચાલ્યો.

ઘડીમાં તરતો, ઘડીમાં ચાલતો, હું બ્લેફુસ્કુ પહોંચ્યો. ત્યાંના લોકો ઘણા દિવસથી રાહ જોતા હતા, એટલે જેવો હું કિનારે ઉતર્યો કે તરત જ મને આવકાર આપવાને લોકો તૈયાર જ હતા.

રાજનગર જવાને માટે બે ભોમીયા બંદર અધિકારીએ મારી સાથે મોકલ્યા. હું પણ કપડાં પહેરી ભોમીયાને મારા હાથપર ઉપાડી લઇ રાજનગર તરફ ચાલ્યો.

ગામના દરવાજા આગળ પહોંચ્યો એટલે શહેનશાહને મારા આવ્યાના ખબર મોકલ્યા.

એક કલાકમાં તો શહેનશાહ પોતે જ રાજકુટુંબ તથા મોટા રસાલા સાથે મને આવકાર આપવા પધાર્યા. હું સામે ગયો એટલે શહેનશાહ એમના ઘોડા પરથી નીચે ઉતરી પડયા, તથા શહેનશાહબાનુ વગેરે પાલખીમાંથી નીચે ઉતર્યાં.

મને જોઇ કોઇ જરા પણ બીધું હોય એમ લાગ્યું નહિ. મેં જમીન પર સુઇ શહેનશાહ તથા શહેનશાહબાનુના હાથ મારી આંખે લગાડયા.

શહેનશાહને જણાવ્યું કે મારા રાજાની પરવાનગી લઇ હું મારા વચન પ્રમાણે આવ્યો છું. મારા રાજા વિરૂદ્ધ ન હોય એવું કોઇ પણ કામ મારી શક્તિ અનુસાર હું કરવા તૈયાર છું.

મારા પર જે તહોમત મૂકાયું હતું તે વિષે મેં એક

શબ્દ પણ કાઢયો નહિ. એ બાબત મને પાકા ખબર મળ્યા નહોતા એટલે અજ્ઞાનતા બતાવવી એ જ મને ઉત્તમ લાગ્યું. શહેનશાહ પણ એક વાર એના હાથમાંથી હું છટકી ગયો હોઉં પછી મારા પરનું આળ જાહેર કરે એ પણ માની શકાય નહિ, જો કે આમાં તો મારી ધારણા ખોટી પડી.

બ્લેફુસ્કુના શહેનશાહ તરફથી મને શું માન મળ્યું તે વિષે લંબાણ કરવાની જરૂર નથી. મારે લાયક કોઇ મકાન નહિ એટલે મારે ખુલ્લામાં રહેવું પડતું; તેમ જ જમીન પર સુવું પડતું. બીજી આપદાઓ વર્ણવી બાળકોને કંટાળો આપવાની ઇચ્છા નથી. મારો છૂટકારો કેમ થયો એ જ હવે તો છેલ્લા પ્રકરણમાં જણાવીશ.

***

## પ્રકરણ ૧૬મું

### સ્વદેશ

બ્લેફુસ્કુ આવ્યાને ત્રણેક દિવસ થયા હશે. એક દિવસ હું ઇશાન કોણુના કિનારાપર ફરતો હતો, ત્યાં દૂર એક ઉંધા વળેલા મછવા જેવું કંઇક જોયું. મારા જોડા ઉતારી દરિયામાં થોડે દૂર ચાલ્યો. સોએક વાર ચાલ્યો હઇશ ત્યાં મેં ખરેખર જ તોફાનમાં ઘસડાઇ આવેલા એક મછવાને જોયો.

હું તો તરત જ પાછો ફર્યો અને શહેર તરફ દોડયો. શહેનશાહને મળીને વિનંતિ કરી કે એમના મોટામાં મોટાં વીસ વહાણુ અને ત્રણુ હજાર ખલાસીઓ મને આપે.

આ વહાણો ક્યાં લાવવાં એની સમજુતી આપી હું ટૂંકે રસ્તે જ્યાંથી મછવો દેખાતો હતો ત્યાં ગયો. ભરતીને લીધે એ કિનારાની નજીક આવતો હોય એમ લાગ્યું.

ખલાસીઓને મેં ખાસ જાડાં વણેલાં દોરડાં આપ્યાં હતાં. જેવાં વીસ વહાણો આવ્યાં કે મેં કપડાં ઉતારી દરિયામાં ઝંપલાવ્યું. સો વારને છેટે મછવો રહ્યો એટલે પાણી ઉંડાં થવા માંડ્યાં અને મારે તરીને એની પાસે જવું પડ્યું.



હજારો માણસો તેમને મન આ રાક્ષસી વહાણને કિનારે જોવા એકઠાં થયાં હતાં.

ખલાસીઓએ દોરડાનો એક છેડો મારી તરફ નાખ્યો. તે લઇ મછવાના આગલા ભાગ સાથે જ્યાં કાણું હતું ત્યાં મેં બાંધ્યો.

પાણી એટલાં ઉંડાં હતાં કે જેમ તેમ કરી બાંધ્યું તો ખરૂં, પણ જરા ખેંચાતાં છૂટી ગયું.

પછી મછવાને તરતાં તરતાં ધક્કો મારી જેમ તેમ કરી એને હું ખભાપુર પાણીમાં લાવ્યો.

મછવાને બાંધી દોરડાંનો બીજો છેડો એક મનવાર સાથે બાંધ્યો. આ મનવારોને પણ એક સાથે એક બાંધી પછી પાછળથી મછવાને મેં ઘણા ધક્કા મારીને તથા આગળથી મનવારોએ ખેંચી કિનારે ચાળીસ વારને છેટે આવી પહોંચ્યા.

પછી જ્યારે ઓટ થઇ ત્યારે બે હજાર માણસોની મદદથી અને યંત્રવડે મછવાને ચત્તો કર્યો. ચત્તો કરતાં જણાયું કે એને ખાસ નુકશાન થયું નહોતું.

મહા મહેનતે જંગલમાંથી ઝાડો કાપી મેં હલેસાં બનાવ્યાં. દસેક દિવસ પછી મછવાને હલેસાં મારી હું બ્લેફુસ્કુના બંદર પર લઇ ગયો.

હજારો માણસો એમને મન આ રાક્ષસી વહાણને જોવા કિનારાપર એકઠાં થયાં હતાં.

શહેનશાહને મેં જણાવ્યું કે સારે નસીબે મને મછવો મળ્યો હતો એમાં બેસી હું કોઇ નજીકનાં બંદર પર જવા ધારતો હતો કે જેથી ત્યાંથી મોટા વહાણમાં બેસી મારે દેશ જઇ શકાય.

શહેનશાહને મેં વિનંતિ કરી કે મછવામાં મારે જોઇતો

ખોરાક ભરી આપવો, તથા મારે દેશ જવાની રજા આપવી. થોડી આનાકાની પછી મારી વિનંતિ શહેનશાહે કબૂલ રાખી.

લીલપુટના શહેનશાહ તરફથી મારે લગતો કંઇ સંદેશો ન આવ્યો તેને માટે મને નવાઇ લાગી. શહેનશાહને એમ જ લાગ્યું હશે કે એમની પરવાનગી લઇ હું બ્લેફુસ્કુની મુલાકાતે આવેલો તે થોડા વખતમાં પાછો ફરીશ. પરંતુ જ્યારે લાંબો વખત થયાં હું પાછો ન ફર્યો ત્યારે એમને ચિંતા થવા લાગી.

એમના મંત્રીમંડળની સલાહ લઇ એક અમલદારને મારી સામે જે જે આરોપ હતા તે આરોપપત્ર સાથે બ્લેફુસ્કુ મોકલ્યો.

આ અમલદારને બ્લેફુસ્કુના શહેનશાહ માટે એવો સંદેશો આપ્યો હતો કે એમની આગળ શહેનશાહની દયાળુતા વિષે કહી, મને મારી નાખવાને બદલે માત્ર આંખો જ ફોડવાનો નરમ હુકમ કર્યો હતો, વગેરે વગેરે સમજાવી હું ગુન્હેગાર છતાં નાસી આવ્યો છું, અને જો બે કલાકમાં પાછો ન જાઉં તો મારો નોરડેકનો ખીતાબ છીનવી લઇ મને રાજદ્રોહી ઠરાવવામાં આવશે એમ કહેવું.

બન્ને રાજ્યો વચ્ચે સુલેહ રહે એટલા માટે પણ બ્લેફુસ્કુના શહેનશાહે મને હાથપગ બાંધી લીલીપુટ મોકલી આપવો કે મને યોગ્ય શિક્ષા કરવામાં આવે. આ બાબત ત્રણ દિવસ વિચાર કરી બ્લેફુસ્કુના શહેનશાહે ઘણો જ સભ્ય જવાબ મોકલી આપ્યો. એમણે જણાવ્યું કે મારા હાથપગ બાંધવા એ સહેલી વાત નથી.

બીજું, જો કે એમના દરિયાઇ કાફલાને મેં હરાવ્યો હતો છતાં સુલેહ કરાવવામાં મેં ઘણી મદદ કરી હતી.

ત્રીજું, એક રાક્ષસી વહાણ કિનારાપર આવી ચઢયું છે, એટલે હું મારે સ્વદેશ જઇ બન્ને શાહેનશાહોને ચિંતામાંથી મુક્ત કરીશ.

આ જવાબ લઇ અમલદાર લીલીપુટ પાછો ફર્યો. આ વિષે બધી હકીકત ખુદ શાહેનશાહે જ મને કહી. સાથે એમ પણ જણાવ્યું કે જો હું એમની નોકરીમાં જોડાઉં તો મને રક્ષણ આપવાને એ તૈયાર હતા.

મને એમના બોલવામાં ખરાપણું લાગ્યું. તો પણ મેં તો સ્વાર્થી રાજાઓ કે તેમના ખુશામતીયા આપમતલબી મંત્રીઓના બોલવામાં વિશ્વાસ નહિ રાખવાના સમ ખાધા હતા. એટલે ઉપકાર સાથે મેં એમની માગણીનો ઇનકાર કર્યો.

મેં જણાવ્યું કે જ્યારે સુભાગ્યે કે કમભાગ્યે મને મછવો મળી આવ્યો છે તો બે મહારાજ્યો વચ્ચે દુશ્મનાવટ કરાવી ત્યાં રહેવાને બદલે અંદર બેસી સમુદ્ર ખેડવો એ જ ઉત્તમ.

શાહેનશાહને ગળે આ વાત ઉતરી. મંત્રીઓને તો એ ઘણું જ ગમ્યું.

મેં પણ આ બધું જોતાં મારા જવાને માટે ઉતાવળ કરવા માંડી. રાજાએ પણ હું વહેલો જાઉં એ વિચારે ખૂબ મદદ કરી.

પાંચસો માણસોને મેં બે સઢ બનાવવા રોક્યા. એમના

મજબૂતમાં મજબૂત કાપડના કેટલાંએ પડ સાથે સીવી સઢ તૈયાર કર્યા.

તે જ પ્રમાણે એમના મજબૂતમાં મજબૂત દોરડાંઓ સાથે વણી એક દોરડું બનાવ્યું. દરિયા કિનારે ખૂબ શોધ કર્યા પછી એક મોટો પત્થર મળ્યો, તેનું લંગર બનાવ્યું. ઉંચામાં ઉંચાં ઝાડોની ડાળીઓમાંથી સઢ માટે ડોળ અને હલેસાં બનાવ્યાં. શાહી સુથારોએ આમાં ઠીક મદદ કરી.

એક મહિનામાં બધું તૈયાર થયું ત્યારે મેં શહેનશાહને કહેવડાવ્યું. શહેનશાહ તથા રાજકુટુંબ મને વિદાય આપવા કિનારે આવ્યાં. મેં નીચા પડી એમને નમસ્કાર કર્યા. શહેનશાહે બસો સ્પ્રગ્સની પચાસ કોથળીઓ તથા એમનું ચિત્ર વિદાયગીરીમાં આપ્યું.

મછવામાં મેં ખૂબ ખાવાનું ભરી લીધું. છ જીવતી ગાય, એક ગોધો, તથા થોડાં ઘેટાં પણ લઇ લીધાં. એમને ચારવાને ખડના ભારા તેમ જ દાણા લીધા. મારો વિચાર થોડા વામનજીઓને પણ સાથે લેવાનો હતો, પણ આ બાબત શહેનશાહે ચોકખી ના જ કહી. મારા ગજવાં પણ તપાસ્યાં કે રખે હું કોઇને ઉંચકી જાઉં.

વિક્રમ સંવત ૧૭૫૭ ના ભાદરવા મહિનાની એક સવારે મેં પ્રયાણ કર્યું. સાંજ પડતાં હું એક નાના ટાપુ આગળ જઇ પહોંચ્યો. ત્યાં જઇ મેં લંગર નાખ્યું. ખાઇ કરી હું નિરાંતે સુતો.

હું ઠીક ઉંઘ્યો. છએક કલાક તો હું સારી રીતે ઉંઘ્યો હઇશ. મારા જાગ્યા પછી બે કલાકે પ્હો ફાટયો.

સૂર્ય ઉગતાં પહેલાં જ મેં નાસ્તો કરી લઇ લંગર ઉપાડયું. પવન પણ અનુકુળ હતો એટલે આગલા દિવસની માફક હું સડસડાટ ચાલ્યો.

તે દિવસે તો ખાસ કંઇ બન્યું નહિ. પણ ત્રીજે દિવસે બપોરના ત્રણેક વાગે દૂર મેં એક સઢ જોયો. મેં જોરથી બૂમ પાડી પણ જવાબ ન મળ્યો. મેં પણ મારો સઢ ચઢાવી વહાણ પાસે જવાનો ખૂબ પ્રયત્ન કર્યો.

અરધા કલાક પછી વહાણમાંથી મને જોયો હોય એમ લાગ્યું, કારણ કે સઢ પર એમણે વાવટો ચઢાવ્યો, અને બંદૂક પણ ફોડી.

ફરીથી દેશ જોવાનો મળશે અને મારાં વહાલાંઓનાં દર્શન થશે એ જાણી મને જે આનંદ થયો હશે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

વહાણે એની ગતિ ધીમી પાડી હતી એટલે સાંજ સુધીમાં હું એની લગોલગ જઇ પહોંચ્યો. ખરેખર તો જ્યારે મેં જાણ્યું કે વહાણ સુરત જ થાય છે ત્યારે તો મારા આનંદનો પાર જ નહોતો.

વહાણ કોઇ સુરતના વેપારીનું હતું. ચીન જાપાન વગેરે થઇ પાછું સુરત જતું હતું. વહાણનો નાખુદા પણ મારી ઓળખાણનો જ નીકળ્યો. એણે મારી હકીકત પૂછવા માંડી કે ભરદરિયે હું મછવામાં કેવી રીતે મુસાફરી કરતો હતો?

મારી કથા એના માનવામાં આવી જ નહિ. તોફાનને લીધે મારૂં વહાણ ભાંગી ગયું હશે તેની સાથે મારૂં મગજ



વહાણમાં મારા એક ઘેટાને ઉંદર પકડી ગયો હતો. —પાન ૮૭

આણુ ચસકી ગયું હશે એમ જ એને લાગ્યું. પણ પછી એક પછી એક મારાં જાનવરોને—ગાય ગોધો ને ઘેટાંને ગજવામાંથી કાઢી મેજ પર મૂક્યાં ત્યારે જ એની ખાતરી થઇ. શહેનશાહનું ચિત્ર પણ મેં એને બતાવ્યું, અને બસો સ્પ્રગ્સની એક કોથળી પણ ભેટ આપી.

દેવદીવાળી પર તો હું ઘરભેગો થઇ ગયો. વહાણમાં મારા એક ઘેટાને ઉંદર પકડી ગયો હતો. તે સિવાય બધાં જનાવર સહીસલામત આવી પહોંચ્યાં હતાં.

મને તો બીક હતી કે હવાફેરને લીધે જાનવરો મરી જશે. પણ બધાં સાજાંતાજાં હતાં. મારાં ઢોરો જોવા સુરતના લોકો ટોળેટોળાં આવતાં. બીજી સફરે જતાં પહેલાં તો મેં પાંચસો સોનામહોરે એ બધાં વેચી પણ નાખ્યાં.

ભાગ ૧ લો સમાપ્ત